# રસીક ચંદ્રિકા.

મહિના, તિથીઓ, વાર, ગરબીઓ,
અને વિવાહનાં ગીતો.

હોંસીલી આર્ય બહેનોને વાસ્તે સંગ્રહ કર્તા,
રૂકમણી જગજીવન—કપડવણજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
પારવતી દયાશંકર—કપડવણજ.



અમદાવાદ.
મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ
એજન્સી કંપની "લીમીટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૫—સને ૧૮૮૯.



કીમત રૂ. ૦—૮—૦.

૪૧૩૯

# રસીક ચંદ્રિકા.

મહિના, તિથીઓ, વાર, ગરબીઓ,
અને વિવાહનાં ગીતો.

હોંસીલી આર્ય બહેનોને વાસ્તે સંગ્રહ કર્તા.
રૂક્ષ્મણી જગજીવન—કપડવણજ.
છપાવી પ્રસિદ્ધ કરનાર.
પારવતી દયાશંકર—કપડવણજ.



અમદાવાદ.
મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીંટીંગ અને જનરલ
એજન્સી કંપની "લીમીટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૫—સને ૧૮૮૯.

કીમત રૂ. ૦—૮—૦.

# વિજ્ઞાપ્તી.

આ સંગ્રહ મ્હારી સપત્ની બ્હેન રૂક્ષ્મણીએ આર્ય ભગી-નીઓની સેવામાં મુકવા અવકાસને વખતે મેહેનત લેઇ એકઠો કરેલો હતો. પણ તેમણે પોતાની ઉત્કંઠા પાર પાડ્યા પહેલાં સને ૧૮૭૭ ના અકટોમ્બર માસની તા. ૧૨ મીએ સ્વર્ગવાસ કર્યાંથી તે કેટલોક વખત ઘરમાં રહેલો તે મ્હારા હાથમાં આવ્યાથી મ્હારા સ્વામી બાળકૃષ્ણ વિજયરામની આજ્ઞાથી તેને પ્રસિદ્ધીમાં મુકી તે બાઇનું નીર્મળ નામ કાયમ રાખવા હું કૃત સંકલ્પ થઈ, સ્વસ્થાન વજે નગર (પોળો) નાં અખંડ પ્રૌઢ પ્રતાપ શ્રીમંત મહારાણીજી શ્રી રહેવરજી સાહેબની તરફથી યોગ્ય આશ્રય મળવાથી આ પૂસ્તક ગુ-ર્જર સન્નારીઓની સેવામાં મુકવા હું શકિતમાન થઇછું.

જો કે—આંમાં મારૂં પોતાનું સ્વકપોળ કંઈ પણ નથી અને ઘણોખરો ભાગ જુદા જુદા મુખથી મળી આવેલોછે તેથી તેમાં અશુદ્ધ અને પાઠફેર ઘણું હશે તથાપી વનીતા વાચક વર્ગ તે દરગુજર કરશે એવી વિનતી સાથે હું આ પૂસ્તક ગુર્જર બે'નોને સમર્પુછું.

તા. ૧ લી માહે જાન્યુઆરી
સને ૧૮૮૯.
મુ. નરસીપુર—મહિકાંઠા.

હુંછું નમ્ર સખી.
પારવતી—દયાશંકર.



## સાંકળીયું.

## તિથિઓ તથા વાર.



## ગરબીઓ.

—— ૪૧૩૯

# રસીક ચંદ્રિકા.

## ૧ ગુરૂ ગોવિંદના મહિના.

સખી ગુરૂ ગોવિંદને પાય પ્રેમ લાગુંરે,
ગાતા ગુણ દયા દશ માસ વાણી માગુંરે;
સખી માગસરે મહારાજ મેલી ચાલ્યારે,
મોહન મથુરાંના લોક જૈ કર ઝાલ્યારે.
સખી કહોને કેમ રહેવાય દિવસને રાતરે,
મને તેડી ન ગયા નાથ સ્યામ સંગાથરે,
સખી વહાલ વધારી વેર વહાલે કીધુંરે;
જોબનમાં જુગજીવન મહા દુઃખ દીધુંરે;
વ્રજ નાથ આવ્યાની વાત કોઈક કહેશેરે,
મારા પિંજર માંહે પ્રાણ રૂડા રહેશેરે.

**સાખી.**

રશિક મુખ રૂપાળું કોટી કંદર્પવાળું,
નેન ક્યાં જઈ નિહાળું દોહિલા દીન ગાળું;
વૃથા વિરહ વ્યાપે લાલ ક્ષણુંએ ન લાજે,
રતિપતિ શર સાંધે મોહની પાસ બાંધે. ૧

સખી પોષે પીડા પ્રાણ પિઉ પરદેશેરે,
કેમ જાળવીએ જોબન બાળે વેશેરેઃ
સખી વાયે શીત સમીર કંપે કાયારે,
ગુણ દેખાડી ગોવિંદ મૂકી ગયા માયારે.
સખી શિયાળે શામ સોહીએ સંગેરે,
મારા પ્રભુએ વધારી પ્રિત અંગો અંગેરે;

સખી સ્વામી વિના સંસાર લૂખો લાગેરે,
વહેલા વળજો વ્રજ નાથ તો દુઃખ ભાગેરે.

**સાખી.**

સ્મિર શર સંતાપે કોણુ આનંદ આપે,
દિન દિન દુઃખ વ્યાપે કર્મને કોણુ કાપે;
પરમ પિડ ન જાણે નીર્ગુણી નેહ બાંણે,
અવરશું અતિ જાણે મધુપૂરી માવ માણે. ૨

સખી માધ મનોહર માંહે મોર્યા આંબારે,
જાય દોહલડા દિન થાય વાયદા લાંબારે:
સખી આવ્યાની દીધી આશ વાલ વાલ્યાંરે,
ગુણવંતી ગોકુળ નાર લાણે લાલ્યાંરે.
સખી શો કીજે ઉપાય વાત ન સુજેરે,
વિજોગી વાગ્યાં બાણુ રેષ ન રૂજેરે;
સખી રોતાં રજની જાય શીપેરે સહીએરે,
વ્રિજનાથ વિના વ્રિજમાંય કેમ કરી રહીએરે.

**સાખી.**

ન ગમે ગુલ્ય ગોઠે અસન આવે ન આઠે,
અતિ નેન જળ વરસેભેટવા તંન તલસે;
નિરખું મધુપૂર પંથે કુંડું કિધુંજી કંથે,
કપટી કઠણુ કાવ્યા નાથ નિશ્ચે ન આવ્યા. ૩

સખી ફાગણુ ફુલ્યો વન મધુકર મોહીએરે,
એવા કોકીલ કેરા કંઠ સુંદર સોહીએરે;
કોમળ કેસુનાં ફુલ રાતાં રંગેરે,
મેં નજરે નવ નિરખાય સ્યામ નહીં સંગેરે.
મને વસંતના વિલાસ વહાલા લાગેરે,
ખાવા મેવા પકવાન મુખડે માગેરે;
મને હોળી રમ્યાની હોંસ હરિ શું હૈયેરે,
તે રહી ગઇછે મહારાજ શી પેર સહીએરે.

મને ગમે નહીં ગુલાલ ભરી આ ઝોળીરે,
જો આવો વ્રિજના નાથ રમીએ હોળીરે;

સાખી.

પસર પિચકારી કેસર વારી ઝારી,
કર કુમ કુમની તાલી હરિ વિના સુખ હારી;
કર કંકણ ચુડી રંગ રાચેજી રૂડી,
ઉપર અગન ઉડી વાત ન લહેજી ઉંડી. ૪
સખી ચૈતર માસે ચિત ચીંતા થાયરે,
એવા જોબનીઆના દીન જોતાં જાયરે;
કાળજડે લાગી લાહ્ય રહે પર જળતુંરે,
મોહન નવ આણી મેર રાખું મલતુંરે.
કોઇ મળી મનોહર નાર શું મન મોહ્યુંરે,
તેથી વિસર્યો વ્રિજવાસ ફરી નવ જોયુરે;
સખી નાનપણાનો સ્નેહ છબીલે છોડયોરે,
વ્રિજનાથે વળી વહેવાર કયાં જઈ જોડયોરે.

સાખી.

સુણી વિધુરી વાંણી કર્મની કહું કહાંણી,
વાત વ્રિજે માંહી જાણી સુંદરી સર્વે સાંણી;
માનુની મર્મ બોલે ગણે તરણુ તોલે,
વિદુર ચિત ચોળે વિમૂખ પ્રક બોલે.
સખી વૈશાખે વાયા વાય ભલપણ ભૂલીરે,
ઘેર નાવ્યા પ્રાણ આધાર ડાહાપણ ડુલીરે;
સખી જાય જૂઇનાં ફુલ નહીં સાંમ સંગેરે,
આ ચંપક માળ વીસાલ ધરૂં કેમ અંગેરે,
સખી કોને ઢાળું વાય વિંજણે વાલેરે,
મારા અંતઃકરણનો તાપ તે કોણ ટાલેરે.

સાખી

મલી તરૂણી ટાલી પેહેરતી ચીર ચોળી,

સુંદર વેંણુ બોળી મારા મન હોલી;
વદે વેંણુ વિસાલા તાપદે તન તારા,
રૂચે નહીં રસાલા બોલતી જેહ બલા. ૬

સખી જેઠે જુગજીવન જાણ્યું આવેરે,
એવા કઠણ થયાછે નાથ કંઇએ ન કહાવેરે;
ઉનાળાની આગ તડકા તેવારે,
મારા વાહાલાના વિજોગ અંગે એવારે.
રાયણ આંબા ફળ ફૂલ દીઠે દાઝુંરે,
કહું અંતરની કયા વાત કહેતાં લાજુરે;
કોઈ ચતુર પુરૂષની ચાલ ચેત ન આવેરે,
વરણાગીયા શ્રી વ્રિજરાજ ભીતર ભાવેરે.

સાખી.

માસ ગયા સાતશે નાથ નાવ્યા,
લખેલ લાલના હાથના પત્ર નાવ્યા;
ગયું શીતને ઉષ્ણ વર્ષારતું વ્યાપી,
પીડાય ઘણો માહરો પ્રાણ પાપી. ૭

સખી આવ્યો માસ અશાડ મેહજંગ માંડીરે,
આ અવસર પ્રભુ હોય પાસ તે ગયા છાંડીરે;
ચાત્રકને બોલે મન ચીંતા થાયરે,
કોકીલ શબ્દ સુણતાં જીવ અતી અકળાયરે.
મહુરા ટહુકે મોર ઘોર ગગન ગાજેરે,
તેમ તેમ વેદના બાણ વપુએ વાગેરે;
થાય વીજતણા ચમકાર દાદુર બોલેરે,
થયા નીશ્ચે નાથ નઠોર પાજી તોલેરે.

સાખી.

સખી સોસ ભરાણી પ્રીછે પ્રેમ આણી,
વદે વિદુરી વાણી દાખવે કર્મ કહાણી;
જેમ જેમ તન તાપે આવ્યાની આશ આપે,

ઓગુણી વિરહ વ્યાપે કષ્ટને કોણ કાપે. ૮
સખી શ્રાવણ મહિને સ્યાંમ હજીએ ન આવ્યારે,
એમ ભરવાડાના ભાવ તેણે ભમાવ્યારે;
કદી લટકંતા રઘુવીર ઘરમાં આવીરે,
બહુ મરમે બોલી માવ દેતા હસાવીરે.
મને હીદોલાની આશ મસ એ સાલેરે,
સરવે સમણા સરખી વાત કીધી વાલેરે;
વાદલ ગાજે ઘનઘોર બનસી વાતારે,
વંદ્રાવનમાં વ્રિજનાથ ગરબે ગાતારે.

## સાખી.

ઘડી ઘડી જુગ જાએ પ્રાણને પીડ થાએ,
નીમીષ નહીં રહેવાયે દુઃખ કોને કહેવાયે;
ક્ષણું વહે ના ખમાએ દેહ ઘણું દમાએ,
વિજોગ ના વેઠાય રાત્રી વહાણું ના વાય. ૯
સખી ભાદરવે ભરથાર વીના દુઃખ ડાળેરે,
વ્રિજવિનતા બાળે વેશ દીન કેમ ગાળેરે;
સખી વરસંતા વરસાદ ઝાઝા ઝીણારે,
થયા વ્રિજ વીનતાના નાથ હૈયા સુનારે.
પશુ પક્ષી કરતાં કલોલ દેખી અદેખીરે,
હું થાઉ બળીને ખાખ તેને વિલોકીરે;
મારૂં સાંસે પડ્યું શરીર શી ગત થાશેરે,
વ્રિજનાથ વિના વ્રિજમાંય કેમ રહેવાશેરે.

## સાખી.

ડહાપણ સરવે ડુલી કાર વહેવાર ભૂલી,
અંગેથી અમૂલી લડથડી દેહ લૂલી;
નેન નીર ઢાળુ તન સણગાર ટાળું,
હરિ વિના વખાણું ભોયમાં સરવે ભાળું. ૧૦

સખી આસોએ આનંદ અંગે ના થાયરે,
મારા નાથ વિના કોણ નાર ગરબે ગાએરે;
નવ ગમે દીવાળીના દીન વક્ર કાને વાળીરે,
ચત્રુભૂજ ચતુરવર કહાંન નાવ્યા ચાલીરે.
મને દીવાળીના દીન લુખા લાગેરે,
મારે મંદીરે આવીને કોણ મેવા માગેરે;
સુણ સૈયર સાંસો ટાળ મોહન મળશેરે,
વાયદા વિત્યા વ્રીજનાથ વહેલા વળશેરે.

સાખી.

સ્યામ સેજે સધાર્યા પ્રભુ પ્રેમે પધાર્યા,
બેટી જસ વધાર્યા શોક સર્વે નિવાર્યા;
ચિત ચરણે લાગી ભવતણી ભ્રાંતી ભાગી,
મુખથી લેઉ કાંક્ર માગી એટલે ઝબકી જાગી. ૧૧

સખી કારતગ મહિને કહાંન મળશે મુજનેરે,
ડાબી આંખ ફરૂકે આજ શું કહુ તુજનેરે;
આપી આંગણાએ સુકન વાયસ વાણીરે,
મારા પ્રભુજી આવ્યાની આજ એ એંધાણીરે.
એમ કરતાં આવ્યા નાથ વ્રિજ વનમાળીરે,
દખી ઊલટયો ઉમંગનો અંગ દીસે દિવાળીરે;
કરી વિરહણીને રળીઆત સંકટ ટાળીરે,
બ્રજનાથે વસી વ્રિજમાંય વાચા પાળીરે.

સાખી.

ઓચ્છવ નિત્ય થાય ગોપીકા ગીત ગાય,
મનોરથ હરિ પૂરે સુખના દ્વાર ખુલે;
સકલ સુખ આપે કર્મના ક્લેશ કાપે,
વ્રિજપતિ વ્રિજનારે વ્રિજને ઝાલી હાથે. ૧૨

## ૨. વૈરાગના મહિના.

કારતગ આવ્યો હો સખી સેંથો પૂર્યો સાર,
ઓઢણુ નવરંગ ચુંદડી કંઠે એકાવળ હાર;
કેમ કરી રહું હરિ એકલી મારો શો અપરાધ,
હવે નથી ઘરમાં ગોઠતું જાણે લઉ વેરાગ. ટેક. ૧
માગશર મહિને માહરૂં ચિતડું વ્યાકુળ થાય,
સમણાં લાગ્યાં શ્રીરામનાં દીઠા જાદવરાય. કેમ૦ ૨
પોસ મહિનાની પુનમે સેજે લાગે સાર,
સોળ શણગાર સખી મેં સજ્યા નાવ્યા જુગદાધાર. કેમ. ૩
મહા મહિને મેલી ગયા હરિને નાવી મેહેર,
ફેર કરી મથુરાં ગયા કીધીછે કુબજાને લેહેર. કેમ. ૪
ફાગણ ફુલ્યો ફુલડે ઉડેછે અબીર ગુલાલ,
કસ્તુરી કેરાં છાંટણાં છાંટે તે જુગદાધાર. કેમ. ૫
ચૈતર ચંપો મોરીઓ મોરીછે દાડમ દ્રાખ,
કોયલડી ટોકા કરે બેઠી આંબલીએ ડાળ. કેમ. ૬
વૈશાખે વાયા વાવલા છુટી રાધાની વેણુ,
ગૌ દોતાં ઉભાં થયાં નીર વછુટયાં નેન. કેમ. ૭
જેઠ મહિને જદુનાથજી તપે રાધાનું તંન,
નાથ નમેરા શું થયા ન કર્યું મળવા મન. કેમ. ૮
અસાડ આવ્યો એ સખી નદિએ ભરાયાં નીર,
બપૈયા પિઉ પિઉ કરે કેમ કરૂં હળદરવીર. કેમ. ૯
શ્રાવણ વરસ્યો સરવડે ઝરમર વરસે નીર,
હજુએ નાવ્યા નાથજી કેમ કરી રાખું ધીર. કેમ. ૧૦
ભાદરવો ભલે ગાજીઓ ગાજ્યો રાધાનો મેહેલ,
માધવ ધોત પખાલતા રાધા સંગાતે લ્હેર. કેમ. ૧૧
આસો મહિનો દિવાલડી સખીઓ મંગળ ગાય,
સેવ સુંવાળી લાપસી જમતા જાદવરાય. કેમ. ૧૨

———

## ૩. રાધા વિયોગના મહિના.

સખી માગશરે મથુરાં તણીજો, મારા કરમેતે કુબજા કયાં મળીજો,
,, પોસે સુકાયાં સોસમાંજો, તે દહાડાની ફરૂછું હુંતો રોસમાંજો;
,, મહા મહિને મેલી ગયાજો, મારા નાથ નમેરા ઘણા થયાજો,
,, ફાગણે હોળી હૈયે બળેજો, મારા નાથજી ગયા તે કયાંથી મળેજો.
,, ચૈતરે ચિંતા થાયછે જો, જીવ રાખું રાખુંને વળી જાયછે જો
,, વૈશાખે કેમ વિસરેજો, નાર નાની મોટી તે જોવાનિસરેજો;
,, જેઠે નાવ્યા હવે શું કરૂંજો, મારા નાથ વિના ભૂલી ભમુંજો,
,, અસાડે અહીં આવતાજો, અહીં આવતા મારે મન ભાવતાજો.
,, શ્રાવણમાં સેરીઓ વાળતીજો, મારા નાથજીને નરણે નિહાળતીજો
,, ભાદરવો ભલો રંગમાંજો, ઘણી ઉલટ આવી તે મારા અંગમાંજો;
,, આસોનાં અજવાળીયાંજો, મારા વાલોજી આવ્યા મન વાળીયાંજો,
,, કારતકે કહાંન આવીઆજો, થાળ મોતીડે ભરીને વધાવીઆજો.

---

## ૪ નાથજીના મહિના.

ચૈતર મહિને ચંપોરે મોર્યો હાંસિલા હોયતે હાર ગુથાવે,
તમ વિના કોણ સોહાવે. સખીરે નાથજી સેનાવ્યા. ૧
વૈશાખે વન મોરીછે સાખો દાડમ થઇછે મીઠી દરાખો,
તમ વિના કોણ કહેસે ચાખો. સખીરે. ૨
જેઠ મહિનાની જુગતી જાણી ઘસુરે સુખડોને ચંદન પાણી,
તમ વિના કોણ આપે આણી. સખીરે. ૩
એટલેથી આવ્યો માસ અસાડો સૌના મનમાં લાગેછે પ્યારો,
એકવાર લાડ લડાવો. સખીરે. ૪
શ્રાવણ મહિનો સરવડે વરસે નદીએ નીર નવાણને ભરશે,
વહાલોજી કેમ ઉતરશે, સખીરે. ૫
ભાદરવો ભરપુરરે ગાજ્યો તોય નાથ સુતા નહીં જાગ્યો,

તમને નથી કશી લાજ્જે. સખીરે. ૬
આસો માસે આવી નવ રાતો ખ્યાલી લોકો ખેલે સારી રાતો,
તમને નથી કશી ખાંતો. સખીરે. ૭
કારતક મહિને દેવ દીવાલી કરૂંરે લાડુડાને સેવ સુંવાળી,
તમ બિના આશી દિવાલી. સખીરે. ૮
માગસર મહિનામાં લાંબી વેંણો સેજે સુતીને ફરકિ ભ્રગુટી,
લાગીછે તુશી અકોટી. સખીરે. ૯
પોસે માસે વાંકોજી આવ્યા સખીઓના સંદેશારે લાવ્યા,
વાલાએ કાંઈ નવ કહાવ્યા. સખીરે. ૧૦
મહા મહિનાની શીતળ છાય આ દુખડું તે કોને કહેવાય,
કેમ કરી ઘરમાં રહેવાય. સખીરે. ૧૧
એમ કરી અગીઆર તો કાઢયા પુરે માસે પ્રભુ ઘેર આવ્યા,
મોતીડે વધાવ્યા. સખીરે. ૧૨

---

## ૫ કહાનજીના મહિના.

કારતક મહિને કહાનજી ઘેર આવોરે,
લટકાળી દીઠી ચાલ હસીને બોલાવોરે. ૧
માગસર મહિને માવ મળ્યા મોરારીરે,
ના નહિ જાવાદઉં નાથ સેજ સમારીરે. ૨
પોસે પુરસોતમ પ્રીતે પધરાવુંરે,
મને હરખ ઘણેરો થાય મોતીડે વધાવુંરે. ૩
સખી મહા મહિનાની રેંન પ્રભુજી મોટીરે,
મને નિદ્રા આવે નાથ ન કરો ખોટીરે. ૪
સખી ફાગણ મહિને ફેર ફરીસું હોળીરે,
ઉડે ઉડેરે અબીલ ગુલાલ કેસર ઘોળીરે. ૫
સખી ચૈતર મહિને ચિત્ત હરિ શું લાગ્યુંરે,
આ ઉમીઆજીના નાથ મલવું માગુંરે. ૬

સખી આવ્યો વૈશાખ માસ દીન થયા મોટારે,
હવે મળવાની શી આશ દિલાસા ખોટારે. ૭
સખી જેઠે જુગજીવન તમેછો પ્યારારે,
આ ઘણા દિવસની પ્રિત નહિં થાઓ ન્યારારે. ૮
સખી આવ્યો માસ અસાડ એહુ ચોમાસુરે,
વ્હાલો યોગ સહન નવ થાય ભરૂંછું આંસુરે. ૯
સખી શ્રાવણ મહિનો સરવડે શું વરસ્યોરે,
આ નદિએ આવ્યાં નીર કેમ ઉતરશોરે. ૧૦
સખી ભાદરવે ભરપુર મેવલો ગાજેરે,
તોય થઈ નમેરા નાથ દીલડે ન દાઝેરે. ૧૧
સખી આસો મહિનો આવીયો દિવાળીરે,
મારા નાથજીને નોતરાં જાય સેવ સુંવાળીરે. ૧૩

## ૬ નંદકિશોરના મહિના.

કારતક માસે કાંનજી સાહેલીરે,
શેં અપરાધે શ્યામ ગયા મને મેલીરે;
અવગુણ મારા શા હશે સાહેલીરે,
જે હરિએ ઉતાર્યું હેત ગયા મને મેલીરે.
એકલડાં અન ભાવે નહીં સાહેલીરે,
એ મોટું દુઃખ મહારાજ ગયા મને મેલીરે;
કોણ આગળ કરૂં ગોઠડી સાહેલીરે.
વાલે તજ્યું ગોકુળ ગામ ગયા મને મેલીરે.
કઠણ થયાછે કાંનજી સાહેલીરે,
તે સાલે રૂદીયા માંહે ગયા મને મેલીરે;
તે દુઃખે દાઝું ઘણું સાહેલીરે,
હરિ ઘણું દેખાડી હેત ગયા મને મેલીરે.
કાર્તિક માસે કહાનજી સાહેલીરે,

આ નાવ્યા નંદકીશોર ગયા મને મેલીરે. ૧
માગસરે મથુરામાં ગયા હરિ આવુંરે,
મને એક પલક જુગ જાય સંદેશો કહાવુંરે;
ઘરનું કામ ગમે નહીં સખી આવુંરે,
મારૂં ચિત્ત પ્રભુની પાસ સદેસો કહાવુંરે.
વંદ્રાવનમાં કોણ જશે હરિ આવુંરે,
મોરલી વાશે કોણ સંદેહો કહાવુંરે;
બંસીબટના ચોકમાં હરિ આવુંરે,
આ ખેલ કરશે કોણ સંદેશો કહાવુંરે.
દાણી થઇને કોણ ઘેરશે સખી આવુંરે,
કોને મોં માગ્યાં દેઇશું દાણ સંદેશો કહાવુંરે;
હસી કોણ બોલાવશે હરિ આવુંરે,
મને કોણ કરશે કટાક્ષ સંદેશો કહાવુંરે.
માગસર મોટો મર્મ તજી હરિ આવુંરે,
પ્રભુ નાગર નંદકિશોર સંદેશો કહાવુંરે. ૨
પોસે તે પ્રભુજી મૂકી ગયા શો દાવોરે,
તમે નંદ જસોદા માત હરિ અહીં આવોરે;
જુમનાંમાં ગીંદુ પડયો શો દાવોરે,
પ્રભુ કાલી નાગની કાજ હરિ અહીં આવોરે.
ઇંદ્રે ઘન વરસાવીઓ શો દાવોરે,
ગોરધન ધ્વારકાં કાજ હરિ અહીં આવોરે;
તમો જાદવ અમે આહીરડાં શો દાવોરે,
તે લોક લાજને કામ હરિ અહીં આવોરે.
જુમનાંજીમાં ઝીલતાં શો દાવોરે,
મારા ચીર હરવાને કાજ હરિ અહીં આવોરે;
વાહાલા તે વેરી થયા શો દાવોરે,
હરિ એમ ન કીજે નાથ હરિ અહીં આવોરે.
પોસે તે પ્રેમદા વલ વલે શો દાવોરે,

પ્રભુએ મન કીજે નાથ હરિ અહીં આવોરે. ૩
માહે મળવા નાથને મન હિસેરે,
હું જોઉછું ચોદસ વાટ કાંઈ નવ દીસેરે;
શિઆળે સુખ સાંભળી મન હિસેરે,
કેમ જાયે લાંબી રાત કાંઇ નવ દિસેરે.
મોરલી સુણવા માહરૂં મન હિસેરે,
મેં સોધ્યો સર્વે ગોવાળ કાંઈ નવ દિસેરે;
જે હસવું કત્તા નાથજી મન હિસેરે,
મેં સોધ્યુ વંદ્રાવન કાંઇ નવ દિસેરે.
સુપનંતર સરખું થયું મન હિસેરે,
આ એ દુઃખ કેમ સેહેવાય કાંઈ નવ દિસેરે;
આવડું અમે જાણ્યું નહીં મન હિસેરે,
છેક આપ વિછેહ કાંઈ નવ દિસેરે.
માધે મન વિભળ થયાં મન હિસેરે,
તમે નાગર નંદ કિશોર કાંઇ નવ દિસેરે; ૪
ફાગણે કહું ફરી ફરી દુઃખ કાપોરે,
તમે ગોપીજનના પ્રાણ દર્શન આપોરે.
વસંત આવ્યો વિઠલા દુઃખ કાપોરે,
છે રમવા સરખી રાત દર્શન આપોરે;
હોળી હરખે ખેલીએ દુઃખ કાપોરે,
ગુગાલે ભર્યા ગોવિંદ દર્શન આપોરે.
માથે મુગટ કર મોરલી દુઃખ કાપોરે,
જાુમનાજીને તીર દર્શન આપોરે;
ગોપીઓ સરવે વલ વલે દુઃખ કાપોરે,
એમ કઠણ ન થઇએ નાથ દર્શન આપોરે.
હરિ હવે ઘણી થઈ દુઃખ કાપોરે,
ઓચિંતા એકાંત દર્શન આપોરે;
ફાગણ ફરકે આંખડી દુઃખ કાપોરે,

તમો જીવણુ નંદ કિશોર દર્શન આપોરે. ૫
ચૈતર ચિંતા ઘણી કરે સૌ બાળારે,
સ્વામી વિજોગે દેહ પ્રગટી જ્વાળારે;
વદન કમળ સૂકાઈ ગયાં સૌ બાળારે,
નવ સૂજે એકે પેર પ્રગટી જ્વાળારે.
સણગાર સેજે પરહરી સૌ બાળારે,
સુકાયાં સૌનાં ગાત્ર પ્રગટી જ્વાળારે;
ઘેલી શી ફરે ગામમાં સૌ બાળારે,
નહીં કૃષ્ણ વિના કંઈ વાત પ્રગટી જ્વાળારે.
ગુણ ગાતી ગોવિંદના સૌ બાળારે,
વહે આંસું નેતર ધાર પ્રગટી જ્વાળારે;
શોક સમુદ્રમાં પડી સૌ બાળારે,
તે તેનું ચિત્ત રહ્યું નહિ ઠાર પ્રગટી જ્વાળારે.
ચૈતર ચિંતા ઉરે નહિ સૌ બાળારે,
તમે નાગર નંદ કિશોર પ્રગટી જ્વાળારે. ૬
વૈશાખે સૈ વલેવલે કયાં જઇએરે,
મારા હઇડે દુઃખ અપાર કોને કહીએરે;
ત્રિકમજી તજી ગયા કયાં જઇએરે,
વળી હસસે દુરીજન લોક કાંને કહીએરે.
પ્રાણ અમારા પ્રભુ કને કયાં જઇએ,
વળી આંસું નંણદનું સાલ કાંને કહીએરે;
સૂનું સઘળું દેખીએ કયાં જઇએરે,
ગયા જીવણ પ્રાણ આધાર કાંને કહીએરે.
કઠણ થયાછે કહાંનજી કયાં જઇએરે,
હજુએ ન જાય પ્રાણ કાંને કહીએરે;
પ્રેમ પંથમાં હું પડી કયાં જઇએરે,
છે વાંકી સઘળી વાત કાંને કહીએરે.
વૈશાખે રાખે વેગળાં કયાં જઇએરે,

છો નાગર નંદ કિશોર કાંને કહીએરે. ૭
જેઠ કહાવે જોખીતાં એમ હરિનેરે,
શું અટક્યા કુંબજા સાથ નાવ્યા ફરીનેરે;
પ્રિત કરી લપટાઇ ગયા એમ હરિનેરે,
મળી મથુરાં કેરી નાર નાવ્યા ફરીનેરે.
વાંક કહાડીને વળગતાં સૌ હરિનેરે,
ભૂલી શી વાતે મોહન નાવ્યા ફરીનેરે;
અમો અબળાનું શું ગજું કહું હરિનેરે,
તે તમને ન ગટે નાથ નાવ્યા ફરીનેરે.
વાંક શોછે વિઠલા કહું હરિનેરે,
છેક દેઇ ગયાછો છેહ નાવ્યા ફરીનેરે;
જોબનીયું એળે ગયું કહે હરિનેરે,
હું કયાં લગી રાખું ધીર નાવ્યા ફરીનેરે.
જેઠ ઠેઠ જોઇ ગયા કહે હરિનેરે,
છો નાગર નંદ કિશોર નાવ્યા ફરીનેરે. ૮
અસાડે ઘન આવીઓ એ બેનીરે,
થયા વિજળીના ચમકાર મનડું રેંનીરે;
બપઈઆ પિઉ પિઉ કરે ઓ બેનીરે,
મદ માતા બોલે મોર મનડું રેનીરે.
સેજે પિઉડો સાંભરે ઓ બેનીરે,
વળી મંદો વરસે મેહ મનડું રેનીરે;
લોક લાજને પરહરી ઓ બેનીરે,
હું જાઉં પ્રભુની પાસ મનડું રેનીરે.
ધીરજ મેં રાખી ઘણી ઓ બેનીરે,
હજુએ નાવ્યા નાથ મનડું રેંનીરે;
કોઇ સંદેસો કહે મને ઓ બેનીરે,
હરિ આવશે આજ કે કાલ મનડું રેનીરે.
અસાડે ના આવીઆ ઓ બેનીરે,

છો નાગર નંદ કિશોર મનડું રેંનીરે. ૯
શ્રાવણ વરસે સરવડે તે સાલેરે,
આવા ચોમાસાના દીન કહો કેમ ચાલેરે;
સંદેસો ના કહાવીઓ તે સાલેરે,
તમો લોક થયા મહારાજ કહો કેમ ચાલેરે.
હરિ કુંબજા સાથે ખેલ કરો તે સાલેરે,
વાલે મુકી વ્રિજની નાર કહો કેમ ચાલેરે;
વેરીડાં કરે વાતડી તે સાલેરે,
મારૂ પૂરણ બાંધ્યું મન કહો કેમ ચાલેરે.
વિઠલે રાખ્યાં વેગળાં તે સાલેરે,
શું નથી જાણુતા નાથ કહો કેમ ચાલેરે;
હરિ ચતુર થઈ શું ચુકી ગયા તે સાલેરે,
થયું જાણપણામાં આજ કહો કેમ ચાલેરે.
શ્રાવણ સૂનો હરિ વિના તે સાલેરે,
છો નાગર નંદ કિશોર કહો કેમ ચાલેરે. ૧૦
ભાદરવે કહે ભાવશું વ્રજ નારીરે,
તમે જીત્યા જગજીવન હરિ હું હારિરે;
રમતાં રાડ કીધી હશે વ્રજ નારીરે,
તેમ ક્ષમા કરો અપરાધ હરિ હું હારીરે.
મનમાંથી વ્યાકુળ થઇ વ્રજ નારીરે,
હવે દયા કરો મહારાજ હરિ હું હારીરે;
તમો કેહેસો તે કરશું અમો વ્રજ નારીરે,
પ્રભુ રખે રાખતા રીસ હરિ હું હારીરે.
ત્રીકમજી તમે તજો વ્રજ નારીરે,
કેમ વરસે વરસાદ હરિ હું હારીરે;
અમો આહિર અહંકાર તજ્યો વ્રજ નારીરે,
તમોછો દીન દયાળ હરિ હું હારીરે.
ભાદરવે ભરપુર ન મળ્યા વ્રજ નારીરે,

છો નાગર નંદ કિશોર હરિ હું હારિરે. ૧૧
આસોમાં સખી આવશે વનમાળીરે,
મારે થશે હરિ શું ભેટ આજ દિવાલીરે;
પ્રેમ દેખી ગોપી તણા વનમાળીરે,
હરિ આવ્યા કહેવાય આજ દિવાલીરે.
ગોપી સૌ હરખી ઘણી વનમાળીરે,
ઘેર ઘેર મંગળ ગાય આજ દિવાલીરે;
ફરી ફરી મુખ નિરખતાં વનમાળીરે,
સૌ હરખે ઘેલી થાય આજ દિવાલીરે.
ગોપી પ્રેમે તે કરતી આરતી વનમાળીરે,
વળી વહેચે હસતી જાય આજ દિવાલીરે;
મનોરથ પૂરા કર્યા વનમાળીરે,
થયા તે બારે માસ આજ દિવાલીરે.
જે ગાયને સાંભળે વનમાળીરે,
તેનું વૈકુંઠ થાયે વાસ આજ દિવાલીરે. ૧૨
આસોમાં હરિ આવીયા વનમાળીરે,
તમે નાગર નંદ કિશોર થઇ દિવાલીરે;

## ૭ જીવીણ પ્રાણના મહીના.

(ગાતાં કુદડી ફરવી ને સાખી કહેતાં અટકીને ગાવાના.)

રથ આવ્યા અકરૂરના છુટયા નંદ દરબાર,
શબ્દ કરેછે સુંદરી વળી જુએછે વાટ;
રથ જોડીને રાઘવ ચાલ્યારે મથુરાંના તે મારગ ઝાલ્યારે,
વહાલા ડોક વાળી વાળી જુએરે.
નેન ભરને રાધકા રૂવરે મારા બાળા તે પણના બેલીરે,
શું જાઓછો માયા મેલીરે;
જીવણ પ્રાણછો આત્મા રામછો.

કારતક મહિને કંથ સિધાવીઆ રહી ન શકે વ્રજનારી,
અંતરજામી નથી અજાણ્યા હંસ ઉડયાં રહી હારી;
મેં તો શંભુની સેવના ન કીધીરે મેલી થાપણુ ઓળવી લીધીરે,
મારી હરિએ દયા તજી દીધીરે. જીવણ. ૧
માગસર મહિને મેલી ગયા જઇ બેઠા જગદીશ,
કોઇ સંદેશો લાવે શામનો તેને ચરણે નમાવું શીશ;
તેને ચરણે નમાવું શીશરે કોઇ દેખાડો જગદીશરે,
હું રાંધું રસોઇ બતરીશરે. જીવણ. ૨
પોસ મહિનાની પ્રીતડી જોબનની જંજાળ,
જમણ હતાં તે જમી ગયા ઠાલા મેલ્યા થાળ;
હરિએ ઠાલા તે મેલ્યા થાળરે એવી જોબન તણી જંજાળરે,
મારી જાયે જુવાની બાળરે. જીવણ. ૩
મહા મહિનાની ટાઢડી અતિ રાતે અંધકાર,
આંસું લોચન વહી ગયાં વરસે શ્રોણિત ધાર;
મને વ્રેહની તે વેદના થાયરે હુંથી એકલડાં ન રહેવાયરે,
મારી થર થર કંપે કાયરે. જીવણ. ૪
ફાગણ ફુલ્યો ફુલડે રમતા રાઘવરાય,
આ શું ફુલે સુંદરી હરિ તજી ગયા જમણી બહાંય;
વાલો સોળસે ગોપીઓ માંયરે કાનુડાને કાંઈએ ન કહેવાયરે,
વાલો મુકી ગયો વન માંહેરે. જીવણ. ૫
ચઈતર ચંપો ફાલીઓ પિપલમાં આવ્યાં પાન,
નાવ્યો નાગર નાવલો મને તેનું લાગ્યુંછે તાન;
મને તેનું લાગ્યું છે તાનરે મને હરિ ભજ્યાની હામરે,
કોઈ દેખાડો શ્રી રામરે. જીવણ. ૬
વૈશાખે વાહચા વાવલા મુખનું ઉડયું નૂર,
તાપ તપે તનડું તપે હરિ મેલી ગયાછે દૂર;
એવો આવ્યો છે માથે ઉનાળોરે એવો કપટી કાનડ કાળોરે,
મને મૂકી ગયો મોરલી વાળોરે. જીવણ. ૭

જેઠે જાણ્યુ આવશે વેગે વિઠલ રાય,
ચંદન ઘોળુ વાડકે વિંજણે ઢોળું વાય;
હરિને વીંજણે ઢોળું વાયરે મારી ઘડી પલક જુગ જાયરે,
મારા કાળજામાં કાંઇ કાંઈ થાયરે. જીવણ. ૮
અસાડ ચમકે વિજળી ઘન ગરજે ઘમઘોર,
આંસુંએ ભિંજાયં મારી ચુંદડી મિઠડા બોલે મોર;
એવા મિઠડા બોલે મોરરે કરે બપઈઆ કલોલરે,
મારૂં જાગે જુવાનીનું જોરરે. જીવણ. ૯
શ્રાવણ વરસે ઝરવડે નાહાવું નિર્મળ નિર,
પેહેર્યા પિતાંબર પોતીઆં ઓઢણ આછાં ચીર;
હરિ ઓઢણ આછાં ચીરરે આપણે નાહાતાં જમનાં તીરરે,
એવાં ઢળતાં શીત શરીરરે. જીવણ. ૧૦
ભાદરવો ભલો ગાજીઓ પણ નાવ્યા બળ વિર,
ચીર હતાં તે હરિ ગયાં મારૂં શાણે ઢાંકુ શરીરરે;
મારી પહોંચે નજર નહીં નાખીરે વહાલે ભરવાડની ગતી રાખીરે,
શામળીએ ન જોયું આંખીરે. જીવણ. ૧૧
આસો માસ ભલો આવીઓ સૌની પૂરી આશ,
તોરણ બાંધ્યાં ટોડલે એમ ગયા હરિજનદાસ;
ઘેર ઘેર મંગળ ગાયરે ત્યાં થેઇ થેઇ થેઈ કાર થાકરે,
શ્રોતા વક્તાનાં સંકટ જાયરે. જીવણ. ૧૨

## ૮ દવારકાંના મહિના.

**( રાગ. મારૂં સોનાનુંછે બેડુંરે છેલ છબીલા છોગાળા:-)**

અસાડે આનંદ કારીરે અમથી અલગા શું થયા,
શો વાંક અમારો રુજની મોહન મથુરે જઈ રહ્યા;
કેમ જીવે અબળા નારીરે ભર જોબનીયું વહી જશે,
આ દુ:ખના ડુંગર રેલ્યારે રાજ વિના કેમ રહેવાશે.
તે માટે તમને કહુંછુંરે મેહેર કરોને મોરારી,

શામળીઆ સામું જોજોરે અમને આશા તમારી;
વાદળમાં વિજળી ચળકેરે વેહે વ્યાકુળ હું થાઉછું,
મોર મધુરા ચાત્રક બોલેરે ઝરમર મેહુલા વરસેછે.
વિનતાની વહારે ચડજોરે વિલમ ન કીજે વનમાળી,
કહે દવારકાનો સ્વામીરે વિનતા તારી વાટ જુએ; ૧
શ્રાવણમાં સ્નેહ વધારોરે દર્શન વિના કેમ રહીએ,
હું પંથ રહીછું ન્યાળીરે હરિ વસીયા મારે હૈયે.
નજરે નાવે કાંઈ બીજુંરે સાંભળ મારી સાહેલી,
એણે અવગુણ કાંઈ એક દીઠોરે અમને મેલ્યાં વિસારી;
એના દિલમાં દયા ન આવીરે મોહન માયા ઉતારી,
ચતુરાએ ચુંપે ચાલેરે વાલે મુક્યાં વિસારી.
વિનતાની વારે ચડજોરે વિલમ નવ કીજે વનમાળી,
રસનાએ રટણ તમારૂંરે ભાવે રહીછું હું ભાળી;
સરવડીએ મેહુલા વરસેરે બુંદ નથી મેં સેહેવાતી,
દવારકના સ્વામી આવોરે દીન રજની નથી જાતી. ૨
ભાદરવો ભલે ગાજ્યોરે પચરંગીછે પટોળી,
તરૂણી રહીછે તાકીરે અલબેલો ક્યારે આવે;
અબળાએ આશા બાંધીરે તમ સંગાતે સામળીયા,
આ દુઃખના દીન કેમ જાયરે પીઉડો પાછા નવ મલીયા;
તે માટે હું મુઝાઇરે ગતમત કશીએ નથી,
એ કહ્યુંના માન્યુ કહાનેરે મનની મારી અકળાતી.
આગળથી લાડ લડાવ્યાંરે વળતી મેલ્યાં વિસારી,
ઊંચેથી મેલ્યાં પડતાંરે વિલાપ કરતાં હું હારી;
એ કઠણ હૈયાનો કહાનોરે લંપટને લજ્યા સાની,
કહે દવારકો તમે આવોરે પ્રેમે રહીછું પોકારી. ૩
આસોએ આશા અમનેરે ઘર માંહે નથી રહેવાતું,
પ્રેમનુ પરમ દુઃખ થાયરે બીજાથી નથી કહેવાતું;
એ કહેવત તમને કહુંછુંરે ચોમાસાના ચાર ગયા,

સુખ આપો શ્યાંમ સ્નેહીરે દશરાવાના દીન થયા.
વીત્યુંછે મારી બેનીરે પિડ પરાઈ નવ જાણી,
સુદરજી સદાયનો ભોગીરે રસમાં કીધીછે હાની;
સાસરીએ સંદેશો કહેજોરે વિનવિ મારા વાલાને,
સારી શીખામણ દેજ્યોરે નાગર નંદના લાલાને.
પંખી પાવસથી ઉઠયાંરે સરવર નિરમલ નિર થયાં,
સ્વામી દવારકાંનો લેહેરીરે જુવતીએ જીવન કહ્યાં; ૪
કારતીકે કઠણ કહાંનરે ઘણા નમેરા થયાછો,
આજ દિવાળીનો દહાડોરે ત્યાં શું બેશી રહ્યાછો.
એ નગણાને શું કહીએરે નથી જોતાં કાંઈ ભાળીને,
એનું મથુરામાં મન મોહ્યુંરે માન્યું કુબજા કાલીને;
રસિઆછો રસના ભોગીરે દરદ મટાડી દયા જાણો,
સુખ શિઆળો શોભીતોરે રંગ ભરી રાધા જાણો.
શું સમજાવીને કહીએરે નીર્લજને લજ્યા કારી,
સાલ મૂકી ખડ ધાન ખાયરે વાત કહું શું વિસ્તારી;
નંદજીનો કુંવર એવોરે સેજ મૂકી સાથરે સૂવે,
સ્વામી દવારકાનો લેહેરીરે વિનતા તારી વાટ જુએ. ૫
માગસરે મન હમારૂંરે એને મળવા તરસેછે,
આંખડીએ આંસુ ધારારે દિવસ રૂજની વરસેછે.
માણીગર છોતો માણોરે તારૂણી નવતર છોડો.
તમો પ્રિત વિચારો પેહેલીરે અમ સંગાતે પ્રિત જોડો.
હું જોબનવંતી નારીરે રમવાની રત રૂડીછે,
આવોને શામ સ્નેહીરે હૈયે હોંશ ભરેલીછે;
હું સરવસ તેને આપુરે વધામણી તેની લાવે,
જોસીડા જોસ જોજોરે રંગ રસિઓ ક્યારે આવે.
આ દીન પુઠે દીન વિત્યારે કપટી સામું નવ જુવે,
કહે દવારકા દિલ રાખ્યુંરે તમવીના દુઃખ કોણ ખુવે; ૬
પોસ માસ વહી ગયોરે કેમ કરીને હું જીવું,

આપઘાત કરૂં એ ઉપરરે હળા હળ મારે વિખ પિતું
એ કઠણ હૈયાનો કહાનોરે નંદ આહીરનો ગોવાળો,
એછે સદાયનો જુઠોરે કામણ ગાળો ભરવાડો;
હું જેર કરૂં એ ઉપરરે પીઉડો મારો પરદેશે,
મને પ્રેહ ઘણો સંતાપેરે અબળા હું બાલે વેશે.
મને ઘરમાં નથી ગમતુંરે ગોપી ગતમત ભૂલીછું,
એ હાથ કયારે આવેરે નંદ કુંવર વિણ લૂલીછું;
મારૂં મનડું કયારે હરખેરે મહુરત વનતો માવ મલે,
સ્વામી દવારકાનો રસિઓરે મેળાપે દુખડું ટળે. ૭
સખી મહા મહિને મન મારૂરે નથી રહેતું ઠેકાણે,
પરમારથ પીડા ટાળીરે સ્વારથની કયાંથી જાણે;
એ લંપટને શું કહીએરે ઘણા નમેરા થયાછે,
સાહેલી લેતું માનીરે મર્મતો એનો લહ્યોછે.
પ્રિત પેહેલી એણે કીધીરે વળતી મેલ્યા બિસારી,
એ અદલ બદલ કેમ થાએરે ઓરંબો દેઈ હું હારી;
કરગરતાં હુંતો થાકીરે એની કશી મેર નથી,
એ કાનુડો ધુતારોરે વાત કહું શી વિસ્તારી.
મારૂં શરીર સૂકાઈ ગયુંરે રૂપ જોવાને અકરાણી,
સ્વામી દવારકાનો લેહેરીરે લાલચ જાણી લલચાણી; ૮
ફાગણમાં કેસું ફુલ્યાંરે ઓપી રહ્યુંછે વંદ્રાવન,
વાલાજી વસંત રમીએરે વાટ જુવેછે ગોપીજન.
વન વેલ કદમ ફુલીરે આવોતો રમીએ હોળી,
આંગણીએ ઉભા રાખીરે કેસર છાંટું હું ઘોળી;
તાલ મરદંગ ડફ વાગેરે મેંતો નથી રહેવાતું,
નવ માસે ઘેર ન આવ્યારે દુઃખડું નથી સેહેવાતું.
ખટરસમાં આરત રૂડીરે વન સરવે ઓપી રહ્યાં,
માંય ભમર કરે ગુંજારરે વિઠલ વિના વિવળ થયાં;
તે માટે તમને ઇચ્છુંરે વિનતાની વારે ચઢજો,

સ્વામી દવારકાના જાણીરે અધરથી હેઠા પડજો. ૯
ચૈતરે ચિત્ત નિહાળોરે ઉનાળો અદભુત દમે,
સખી સયન કરો હું સેવુંરે તારૂણીને તેમ ગમે;
જળથી માછ અળગું થાયરે તલપીને તો પ્રાણ તજે,
મારા નાથ નમેરા થયારે માનુની અન્ય કેમ ભજે.
આજ કાલમાં નહીં આવોરે નિશ્ચે પ્રાણ ઘાત કરૂં,
મેં આવું નોહોતું જાણ્યુંરે ધુતારા વિણ કેમ ઠરૂં;
મારે ઘડી પલક જુગ જાયરે મજ સામીસે હોડ કરો,
તમો છો ચતુરસુજાણરે અબળા કેરો દોષ વિસરો.
ત્યારે પૂરણ સુખ પામુંરે વહાલ વધારો વ્રજવાશી;
સ્વામી દવારકાંનો મેહેરીરે તમ વિનાછું ઉદાશી. ૧૦
વૈશાખે વિલમ ન કીજેરે ગોકુળ આવો ગિરધારી,
હું સેવા કરૂં સામળીઆરે વારંવારે જાઉ વારી;
આસનીએ બેસી ન્યાળુંરે લોચનીઆં ટાઢાં થાશે,
મારા મંદીરીઆમાં મહાલોરે દિલનાં દુખડાં દુર જાસે.
વિધ વિધના મીઠા મેવારે મારે હાથે ખવરાવું,
વિંજણીએ વાયું ઢોળુંરે આંગણીએ મંગળ ગવડાવું;
સખી હૈડામાં તો હરખુંરે જુગજીવનને જોઇને,
એને દુધને સાકર પાઉરે ધેનજ ધોળી દોઇને.
હરિ મંદીર કયારે આવોરે આનંદની હેલી થાયે,
અરજ અમારી લ્યો માનીરે ભીતરની પીડા જાએ; ૧૧
જેઠે તો જુગ્તી જાણીરે વિનતા કેરી વિગત કરી,
ઓધવજી વ્રજ મોકલીયારે કુરૂક્ષેત્રમાં તેડે હરિ.
નારીઓ સૌ હૈડે હરખીરે સણગાર પેહેરે ગોપીજન,
શામળીએ ઘણી સંતોસીરે સુખી કીધુ વંદ્રાવન;
સખી હતો વિજોગ તે મટીઓરે શામળીએ વાચા પાલી,
પાતળીએ પ્રેમરસ પીધોરે હસીને લીધી તાળી.
વિનતાની વેળા વાળીરે સોહાગી સુંદર રસીઆ,

અંગો અંગ આનંદ પામીરે રસનાએ રસિઓ વસીયા;
કુરૂક્ષેત્ર માંહી જાવુંરે ભુધરજીને ભાવભયો,
સ્વામી દવારકાનો મલીયારે રસ જામ્યો જયકાર થયો. ૧૨

---

## ૯ ત્રિકમજીના ત્રણ રૂતુના મહિના.

આ ચોમાસાના ચાર તે કેમ જાશેરે,
મને મળ્યા વિના મોરાર કેમ રેવાશે રે;
સખી આવ્યો અસાડો માસ બપૈયા બોલે રે,
આ દાદુર બોલે મોર મેહુલા વરસે રે. ૧
શ્રાવણુ મહિનો બેસતાં શીવ પુજા રે,
શીવને ચડે બીલીનાં પાન સદાશીવ રીઝા રે, ૨
ભાદરવે ભરપૂર મેહુલા ગાજે રે,
મારો નાથજી નાનું બાળ હૈયામાં દાઝે રે;
આસો મહિને આશ લગાડી અમને રે,
પ્રભુ પ્રેમે પધારો ઘેર તેડાં તમને રે. ૪
કારતક મહિનો બેસતાં દિવાલી રે,
મારા નાથજીને નોતરાં જાય સેવ સુંવાળી રે. ૫
માગસરે મીઠડા માવ મારે ઘેર આવો રે,
છોગાળા રણછોડ રાય મારે દીલ ભાવો રે. ૬
પોસે પાંડવ જુધ કરે જુધવારૂં રે,
રામે માંડયાં જુધ સીતા સારૂં રે, ૭
મહાએ તે મિઠડા માવજી ઘેર આવો રે,
છોગાળા સુંદીર શ્યાંમ તાપ સમાવો રે. ૮
ફાગણુ મહિનો બેસતાં દીલ હોળી રે,
ઉડઉડરે અબીલ ગુલાલ કેશર ઘોરી રે. ૯
ચૈતર ચંપો મોરીઓ ગિરધારી રે,
મોરી મોરીરે દાડમ દ્રાખ જાઊં બલીહારી રે. ૧૦

વૈશાખે વન ખોળીઆં ગિરધારી રે,
ખોળી ખોળીરે આંબા સાખ જાઉં બલીહારીરે ૧૧
જેઠ મહિનો બેસતાં બાર પૂરા રે,
ગોવાળીઆ રમે રાસ ત્રિકમજી રૂડા રે. ૧૨

## ૧૦ હિમાના મહિના.

કારતકે કૃષ્ણ વિના કેમ રહીએ વાલા વેદના કોને કહીએ,
મનડુ તો મળવારે થાય કહોને સખી કારતક કેમ કરી જાય. ૧
માગસર મંદીર નાથ ન દિસે કોઈ સંદેશો રે લાવે;
ત્યારે માગસર મુંજને ભાવે. ૨
પોસે પાડોશણ દે મેણું, મારે શામળીઆશું લેણું;
નેહ ન તજીએરે, વાલા મારે ઘેર આવોને વ્રજલાલા. ૩
માહે મોંઘારે થઇને ફુલ્યા, કુબજાને ઘેર જઇને;
કુબજા કામણરેગાળી, એણે વશ કીધા વનમાળી. ૪
ફાગણ ફરીને રે ફુલ્યો, મોહન મનની આંટી મેલો;
કોની સંગ રમીએરે હોળી અબીર ગુલાલે ભરી ઝોળી. ૫
ચૈતર ચત્રુભુજરે થઈને, કાગળ લખજો હળવે રહીને;
અક્ષર વાંકારે લખજો ચૈતર ચુંપ કરીને મળજો. ૬
વૈશાખ વાવલીયારે વાય સૂનાં મંદીર ખાવા ધાય;
સૂનાં લાગેરે વાલા પ્રગટી મુજને વ્રહની જ્વાળા. ૭
જેઠ નાથ ગયા મન મેલી આંસુડાંની થાયછે હેલી;
દિપક મંદિરીઆમાં મેલી અબળા મૂકોછો શું ઠેલી, ૮
અસાડ આગળથીરે આવ્યો, મથુરાંની નારીને મન ભાવ્યો;
પંડિત તેડી પોથી જોવડાવો વાલોજી આવેતો પાવલા ધોઉ. ૯
શ્રાવણ સઘળુંરે સુખછે મોહન ગયા તે મોટું દુ:ખછે;
કોઈ સદેશોરે લાવે ત્યારે શ્રાવણ મુજને ભાવે. ૧૦
ભાદરવે ભરજો પૂરણ પાણી વહાલા તારી પ્રીત ખરી મેં જાણી,

વેતી નદીઓ માંહે તાણી એવી કર્મ તણી કહુ કહાણી. ૧૧
આસોએ અલબેલોજીરે આવ્યા ગોપીએ મોતીડે વધાવ્યા,
દાસ હીમાનોરે સ્વામી ગોપીઓ જોઈજોઈ આનંદ પામી. ૧૨

---

## ૧૧ સ્ત્રીની વિનંતીના મહિના.

કારતગ મહિને અબળા કહેછે કંથને,
હવે શિઆળો આવ્યો સ્વામીનાથજો;
હિમાળો વાયોરે હલકી ટાઢડી,
શું સોધો પરદેશ જવાના સાથજો;
એ મહિને નવ જઈએ પીઉ પરદેશમાં. ટેક. ૧
માગસર મહિને હાંસ ઘણી મન માહરે,
રસિયા સંગ રમ્યાની મોજમ રાતજો;
ઘુંઘટડો કાડીરે ઘર આગળ ફરૂં,
પિઉ મેલો પરદેશ જવાની વાત જો. એ મહિને. ૨
પોસે જે અબળાને પિઉડે પરહરી,
તે નારીનાં પૂરણ મલીયાં પાપ જો;
સાસરીએ રહીને તો શું સુખ ભોગવે,
મહીઅરમાં નવ ગોઠે માને બાપ જો. એ મહિને. ૩
મહા મહિને નવ કરીએ નાથ મુસાફરી,
ધઉં સાટે જઈ લાવો ખોળી જારજો;
વેહેંચીને જમશુરે મારા વાલમા,
જરૂર નહિં જાવા દઉં ઘરની બાહાર જો. એ મહિને. ૪
ફાગ રમે ફાગણમાં નરને નારીઓ,
ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાય જો;
જે નારીનો નાવલીઓ નાસી ગયો,
કહો તેને કેમ નજરે જોયું જાયજો. એ મહિને. ૫
ચૈતરમાં ચતુરને પંથે ના ચાલવું,

જો ઘેર નારી સારી ચતુર સુજાણ જો;
વહાલપણે વચનેરે પિઉને વશ કરે,
નિરધાર્યું તે રહે સદા પરીયાણ જો. એ મહિને. ૬
વાવલીયા વાયારે પિઉ વૈશાખના,
રજ ઉડેને માણેક મેલું થાય જો;
નથડીનું મોતીરે હિરો હારનો,
કઈ પરહાથે કેમ તે ધીરો જાય જો. એ મહિને. ૭
જેઠે તો પરદેશ જાવું દોહલું,
ધોમ ધીખેને લા જેવી લુ વાય જો;
કોમળ છે કાયારે મારા કંથની,
વિણ સીંચાં જેમ ફુલડીઆં કરમાય જો. એ મહિને. ૮
અંબર ઘન છાયોરે માસ અસાડમાં,
મોર બોલે મેહ વરસે મુસલા ધાર જો;
કચરાને કાદવરે મચીયા મેદની,
પંખી માળા ઘાલે ઠારો ઠાર જો. એ મહિને. ૯
શ્રાવણમાં શીવ પુંજીને સુખ માગીએ,
વાહાલાનો નવ થાય કદી વિજોગ જો;
ઉમીઆના સ્વામીજી માગું એટલું,
સાસુંના જાયાનો નિત્ય સંગ જો. એ મહિને. ૧૦
ભાદરવો ભર જોબનનો ફરી નહીં મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીર જો;
એવારે દિવસ એળે નવ કહાડીએ,
વાત વિચારી જુઓ નંદલના વિર જો. એ મહિને. ૧૧
આસોના દિવસ તો અતિ રળીયામણા,
ખાઉં પીઉં કરવા નવલા ખેલ જો;
ભેગા બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં ભીડીને રાખું છેલ જો. એ મહિને. ૧૨
માસ અધિકમાં અધિકપણે શું કીજીએ,

રહો જોડીને નેણુ સંગાતે નેણુ જો;
જેમ ન છુટે છુટી કાચ બિલોરની,
દલપતના પ્રીતમ છો જાણુ પ્રવીણુ જો. એ મહિને. ,,

---

## ૧૨ અંબાજીના મહિના.

કારતક મહિને કરૂણા કરો મુજ માતરે, મા અંબાજી.
અલબેલી અંબા સાંભળ મારી વાતરે; મા અંબાજી.
વાત સાંભળી સમરૂં શ્રી હરિ નાથરે, મા અંબાજી.
તારા દર્શનની છે મોટી અંબા આશરે. મા અંબાજી. ૧
માગસર મહિને મન મળવા અકળાયરે, મા અંબાજી.
તારી ઇચ્છા કરતાં અંબા દીન વહી જાયરે; મા અંબાજી.
દીન વહી જાયને આશા મુંજને મોટીરે, મા અંબાજી.
તારા રંગ મંડપમાં હું નવ આવી લોટીરે. મા અંબાજી. ૨
પોસ માસે મળવા મુંજને સોસરે, મા અંબાજી.
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે; મા અંબાજી.
રોસના ધરીએ તમો છો દેવી દયાળીરે, મા અંબાજી.
જેનું નામ ધરવે સેવક જન પ્રતિ પાળરે. મા અંબાજી. ૩
મહા મહિને કાંઈ વરત સાંભળે તમારાંરે, મા અંબાજી.
મા શું જુવોછો કુંડાં કર્મ હમારાંરે; મા અંબાજી.
કુંડાં કર્મની કરણી છે મધ્યાનરે, મા અંબાજી.
તારા દર્શનનું છે મોટું અંબા ધ્યાનરે. મા અંબાજી. ૪
ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી.
આ રંગ ભર્યા મનડાં નવ કરશો ભંગરે; મા અંબાજી.
ભંગ ન કરસો મનડું અમારૂં તલખેરે, મા અંબાજી.
ચિત્ત અમારૂં ચરણે આવી અટકેરે. મા અંબાજી. ૫
ચૈતર માસે ચિંતા મુજને ઝાઝીરે, મા અંબાજી.
જન્મ ધરી નવ નિરખ્યાં અંબામાજીરે; મા અંબાજી.

નવ નિરખ્યાં મેં અંબા અકલ સ્વરૂપરે, મા અંબાજી.
આ વળતાં ક્યાંથી દેખીશ માનાં રૂપરે. મા અંબાજી. ૬
વૈશાખ મહિને વરસ જાય દેહના ઠરીરે, મા અંબાજી.
મા હવે વળતી વેળા રહીછે માઠીરે; મા અંબાજી.
વેળા માઠીને માથે મોટું દુઃખરે, મા અંબાજી.
આ વળતાં ક્યાંથી દેખીશ માનાં રૂપરે. મા અંબાજી. ૭
જેઠ માસે મુજને તેડો ઠેઠરે, મા અંબાજી.
મા નહીં તેડોતો જીવણુ જાશે વેઠરે; મા અંબાજી.
વેઠ જાશે ન મિથ્યા જાશે જનમરે, મા અંબાજી.
આ ભાગ્ય નથી પણુ ઓછાં મારાં કર્મરે. મા અંબાજી. ૮
અસાડ મહિને અટક ન ધરીએ મનરે, મા અંબાજી.
તારા દર્શન માટે તલસે મારૂં તનરે; મા અંબાજી.
તન તલસેને દયાન આવે મારીરે, મા અંબાજી.
મા દયાળી દીઠાથી શું મૂકોછો કાઢીરે. મા અંબાજી. ૯
શ્રાવણુ માસે સંગ ભરાય બહુ ભારીરે, મા અંબાજી.
જેની ઈચ્છા હોય તે આવે તારે પાળેરે; મા અંબાજી.
સંગ ભરાય ને ઈચ્છા સૌને થાયરે, મા અંબાજી.
મા પાપી હોય તે નિશ્ચે પ્રલે થાયરે. મા અંબાજી. ૧૦
ભાદરવે માસે શીદન મન ભમાવોરે, મા અંબાજી.
તારાં દુર્લભ દર્શન આપી તાપ સમાવોરે; મા અંબાજી.
તાપ સમાવોને શીતળ કરો છાંયરે, મા અંબાજી.
મા શીશ નમાવો તો પ્રાશ્ચિત પ્રલે થાયરે. મા અંબાજી. ૧૧
આસો માસે અરજ સંભાળજે વેહેલીરે, મા અંબાજી.
આરાસુરમાં કરો આનંદની હેલીરે; મા અંબાજી.
હેલી કરોને પૂરો મનની આશરે, મા અંબાજી.
મા સેવક જનને તેડો તમારી પાસરે. મા અંબાજી.
બારે મહિના પૂરણુ મને ગાયરે, મા અંબાજી.

મા વિસંબરી વિશ્વાસ ન કરશો ઘાતરે; મા અંબાજી.
તેરમો મહિનો મહા ઉત્તમ કહેવાયરે, મા અંબાજી.
મા હરિ પ્રતાપે પુરશોતમ સૌ ગાયરે. મા અંબાજી.
પુરશોતમ માસે સંગ ભરાય બહુ ભારીરે, મા અંબાજી.
મા ચાચર ઉપર તરતી ચાલે થાળીરે; મા અંબાજી.
આરાસુરમાં નિત્યે ઓચ્છવ થાયરે, મા અંબાજી.
મા કરજોડીને ભોળો સેવક ગાયરે. મા અંબાજી.૧૨



## ૧૩ રસિઆજીના મહિના.

કારતક માસે કેમ છો મૂકીરે રસીઆજી,
પ્રાણ જીવન પ્રભુ શી વાતે હું ચૂકી હો રંગ રસિઆજી;
ચૂકી તોપણ દાસી દોસ સમાવોરે રસીઆજી,
મારા સમજો મનમાં કાંઇએ લાવો હો રંગ રસિઆજી.
અબળા જન અમે અવગુણ કેરી ખાણરે રસીઆજી,
તોપણ નાથ નિભાવો ઝાલો પ્રાણ હો રંગ રસિઆજી;
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમ લો સુદ્ધ મહારી હો રંગ રસિઆજી. ૧
માગસર મહિને મન મળવા અકળાયરે રસિઆજી,
પ્રિત તણી પીડા તો નવ કહેવાય હો રંગ રસિઆજી;
બીડયું સીડયું પણ અંતર ભડકે લાગેરે રસિઆજી,
કાળજ છેદી કંદ્રપનાં સર વાગે હો રંગ રસિઆજી.
વિરહ વિકલ થઇ ગમ ન પડે નિશ દિનમાંરે રસિઆજી,
તાલા વેલી લાગી મારા તનમાં હો રંગ રસિઆજી;
દુઃખ દાવાનળ પ્રગટયો કેમ સેહેવાશેરે રસિઆજી,
ધીરજ રાખું પણ કયાં લગી રહેવાશે હો રંગ રસિઆજી.
નિશ્ચે પ્રાણ જશે તલપી હવે આવોરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમ પ્રાણ બચાવો હો રંગ રસિઆજી. ૨

પોસે માસે રોસ રૂદેથી મુકયારે રસિઆજી,
અબળાના આધાર અવસર ચુકયા હો રંગ રસિઆજી;
ઘણું પ્રગટ શું કહીએ સમજી લેજ્યોરે રસિઆજી,
વિજોગ પાખે અવર દંડ કંઈ દેજ્યો હો રંગ રસિઆજી.
સ્ત્રીને દુઃખ નહીં પતિજો સસ્ત્રે મારેરે રસિઆજી,
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો રંગ રસિઆજી;
એથી અદકું હાવાં તે શું કહીએરે રસિઆજી,
ચતુર શિરોમણુ ચતુરાંનું દુઃખ લઈએ હો રંગ રસિઆજી.
આ જોબનમાં આવી સુખને માણોરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમજી તક જાણો હો રંગ રસિઆજી. ૩
મહા માસે તો મારા સમ ઘેર આવોને રસિઆજી,
આ રતમાં દંપતી લેઇ સુખ લાવો હો રંગ રસિઆજી;
પરથમ અમો એમાં કંઇએ નવ લેતાંરે રસિઆજી,
શીખવી સમજાવીસુ મેલ્યાં વેહેતાં હો રંગ રસિઆજી.
વહાલા થઇને વેર શું વાળ્યુંરે રસિઆજી,
આવડું શીદ કર્યું હતું જ્યારે જાતું હો રંગ રસિઆજી;
પ્રેમ પંથમાં કાંટો કપટી ન સારોરે રસિઆજી,
પરથમ થકી પોસી હવે શું મારો હો રંગ રસિઆજી.
વિરહ વહનીમાં ધીકુંધું નિશ દહાડોરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમજી મને કહાડો હો રંગ રસિઆજી. ૪
ફાગણ કેસુ ફુલ્યાં હું કરમાંણીરે રસિઆજી,
આ વનમાળી પ્રભુ સિચ્યું નહીં પૂરૂં પાણી હો રંગ રસિઆજી;
વસંત રૂતુતો સૌને વહાલી લાગેરે રસિઆજી,
તમ પાખે મને બાણુ રૂદેમાં વાગે હો રંગ રસિઆજી;
અબીલ ગુલાલને કેસરના રંગ ઘોળીરે રસિઆજી,
વિલાસ સુખ નવ લીધું મુજ ઉર હોળી હો રંગ રસિઆજી.
સુખની રૂતુ સોકયની સંગે સોહીએરે રસિઆજી,

ડુસકડે રોવુંતો હમારે જોઇએ હો રંગ રસિઆજી;
પ્રથમ થકી પ્રભુસેં નવ રાખ્યાં મારીરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમ આ ગતી ધારી હો રંગ રસિઆજી.૫
ચૈતરે ચંદ્ર કિરણુ સૌને સુખકારીરે રસિઆજી,
મુજ એકલડીને લાગે તેહ કટારી હો રંગ રસિઆજી;
સુખકારી હતા તે સૌ દુઃખ દેછેરે રસિઆજી,
જોઇ જોઇ સંભારી દુઃખ આંસું વહેછે હો રંગ રસિઆજી.
કરે કોઇ શું કર્મ તણો એ દોસરે રસિઆજી,
વક્ર વદન નિજ ત્યાં સૌ દરપણ દોસ હો રંગ રસિઆજી.
આ દહાડા કયાં ચુક્યા હતા સંતારે રસિઆજી,
જોબન અવસર આવ્યો આપ્યા કહાડી હો રંગ રસિઆજી;
તમો કહેતા તે અમો માનતા સાચુંરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમ કીધું કાચું હો રંગ રસિઆજી. ૬
વૈશાખે વ્રજ સૂનું સઘળું દિસેરે રસિઆજી,
જન ઝાઝા પણ કોને મન જઈ હીસે હો રંગ રસિઆજી;
સરવે સરોવર ચાત્રક સુકો લેખેરે રસિઆજી,
ચંદ્ર વિના જેમ ચકોર ઉજડ દેખે હો રંગ રસિઆજી.
વિત્યું હોય તે એ સાચું પરમાણેરે રસિઆજી,
પીડ પ્રસુતાની સું વંજા જાણેરે હો રંગ રસિઆજી;
વિરહ વેદના ઘણી કઠણુ સૌ દુઃખથીરે રસિઆજી,
વેઠે તે જાણે નવ કહેવાય મુખથી હો રંગ રસિઆજી.
સ્નેહ તણો ધા મલમ થકી ના રૂઝાયરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમથી સુખ થાય હો રંગ રસિઆજી. ૭
જેઠ માસે સૌ સરોવર સુકાં કહેછેરે રસિઆજી,
મુજ લોચન ધારા નવ સૂકી વહેછે હો રંગ રસિઆજી;
ગ્રિષ્મ રૂતુના તાપે સૌ અકળાયરે રસિઆજી,
પવન ફુવારાથી તે સઘ સમાય હો રંગ રસિઆજી.
પય ઊભર્યું તે છાંટે નિર સમાયરે રસિઆજી,

તાતું તેલ મળે જળ ભડકો થાય હો રંગ રસિઆજી;
પ્રેમ પાવકની પીડા સૌ દુઃખથી અલગીરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમ તમસું વલગી હો રંગ રસિઆજી. ૮
અસાડ માસે અતિ ઉંડું દુઃખ સાલેરે રસિઆજી,
પંખીડા સૌ મળી જુથ માળા ઘાલે હો રંગ રસિઆજી;
કોને કહીએ ને કહે અદ્દખાં ઠરીએરે રસિઆજી,
અંતર આગે ઢાંકયાં ધીકી મરીએ હો રંગ રસિઆજી.
કીડો કાષ્ટ જેમ ખોખું કરે બાધું ખાઈરે રસિઆજી,
તેમ વિરહ કીડે કાલજ કરડી ખાધું હો રંગ રસિઆજી;
ઉપરથી તન સારૂં સૌકો દેખેરે રસિઆજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો રંગ રસિઆજી.
જે જાણે તે મુરખ કહે એ વાતરે રસિઆજી,
દાસ દયાના પ્રીતમ ઘાત હો રંગ રસિઆજી. ૯
શ્રાવણ માસે સરવડે વરશો મંદરે રસિઆજી,
પાવસ રૂતુ સોભા થઈ વૃંદા વૃંદ હો રંગ રસિઆજી;
વૃક્ષે વલગી વેલ છુટે નહીં છોડીરે રસિઆજી,
દૈવે મારી બેલ તો તોડી નાખી હો રંગ રસિઆજી.
એક દિવસ આપણ ત્યાં વાતે વળગ્યાંરે રસિઆજી,
ઘન વરસો ભીજ્યાં પણ ન થયાં અલગાં હો રંગ રસિઆજી;
મેં પણ સિત સેહેવાઇ નહીં ઘણું કાંપીરે રસિઆજી,
ત્યારે તમે મને લેઇ રૂદીયા સું ચાંપી હો રંગ રસિઆજી.
સંભારી તે સુખ કાળજડું ફાટેરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમજી શા માટે હો રંગ રસિઆજી. ૧૦
પુરસોતમ માસે આશાતો મારીરે રસિઆજી,
પૂરો પુન્ય થશે જુઓ મન વિચારી હો રંગ રસિઆજી;
આતુર જન સંતોખો કરી સનમાનરે રસિઆજી,
અધરા મૃત પાઇ આપો જીવતદાન હો રંગ રસિઆજી.

એક માસ તો પુન્યદાનનો દહાડોરે રસિઆજી,
પ્રભુ પધરાવી સેવી કરૂં કર દાડો હો રંગ રસિઆજી;
અવર દેવ સેવ્યાની સ્રધ્યા છે નહીંરે રસિઆજી,
પુરસોતમ પરણીને અવર ઘટે નહીં હો રંગ રસિઆજી.
પ્રાણ જશે તોય તમ વિના નહીં ભજીએરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમ એમ સમજીએ હો રંગ રસિઆજી. ૧૧
ભાદરવો ભડ વરસે ચપળા ચમકેરે રસિઆજી,
એક સમે હું આવી પાલવે ઝમકે હો રંગ રસિઆજી;
હું ભીની સુની ઘન વરસ્યો આકાશેરે રસિઆજી,
પિતાંબર ઓરાઢી લીધી પાસે હો રંગ રસિઆજી.
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુંરે રસિઆજી,
વિકલપણે કહુંછું નથી રહેવાતું હો રંગ રસિઆજી;
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસિઆજી,
પાયે લાગી કહુંછું હું ફરી ફરીને હો રંગે રસિઆજી.
વ્રેહ તણું દુઃખ નીમીશ નથી સેહેવાતુંરે રસિઆજી,
દાસ દયાના પ્રિતમ નથી કહેવાતું હો રંગ રસિઆજી. ૧૨
અસવીન આવ્યો સરદ માસ સુખકારીરે રસિઆજી,
વામ આંખલડી કાંઇ ફરકેછે મારી હો રંગ રસિઆજી;
રાસ રમ્યાની રૂતુ આવી તમે જાણોરે રસિઆજી,
લાલ બિહારી લલનાનાં સુખ માણો હો રંગ રસિઆજી.
સરદ પુનમની નિશે સસી પ્રગટશેરે રસિઆજી,
તમથી રમતાં સૌ મારાં દુઃખ મટશે હો રંગ રસિઆજી;
કરૂણા નિધિ છો માટે કરૂણા કરજોરે રસિઆજી,
વાલાંની વિનતિતો રૂદીયે ધરજો હો રંગ રસિઆજી.
આનંદ ઉપજ્યો ઉરમાં વાલમ વળીયારે રસિઆજી,
દાસ દયાના પિતમજી મુને મળીયા હો રંગ રસિઆજી. ૧૩

## ૧૪ અક્ષર સગાઇના મહિના.

(મારૂં સોનાનું છે બેડુંરે છેલ છબીલા છોગાલા—એ રાગ.—)

અસાડે અમને મેલીરે અલબેલો અલગા વસિયા,
સંદેસો કહાવો શાનોરે સોહાગી સુંદર રસિયા;
મોહન મથુરાંમાં માહાલેરે મન મારૂં દાઝે મરીએ,
વ્રજ વિનતા વેગે વ્રજમાંરે વાલમ વિના વિચરીયે.
હેમને હિંડોળે હિંચેરે હિરની દોરી હું તાણું,
હરખાતી હેતે હૈયેરે હરિનો મહિમા હું જાણું;
કુંબજાની કીકી કેવીરે કામણુ કરતાં કેમ ડરીએ,
કહે પ્રભાશંકર કહાણીરે કહાંન કંથ વણુ કેમ કરીએ. ૧
શ્રાવણુની શોભા સારીરે શામળીઓ સન્મુખ સાચે,
સારાં સોગટડાં શોભેરે સોનાનાં સુંદર રાચે;
ચતુરાઓ ચોપે ચાલેરે ચોદસ ચેતી ચિત્ત ચહાઇને,
ચમકતી ચપળા ચાલેરે ચતુર ચતુરપાન ચાવીને.
રૂપાના રૂડા પાસારે રૂપાળા રૂપે રૂડાં,
રજની રૂપાળી રૂચેરે રૂમઝુમ રૂમઝુમ પગ તોડા;
કસ્તુરી કેસર કુમ કુમરે કપાળે તિલક કરતી,
કહે પ્રભાશંકર કહુંછુંરે કામકાજ કંઈ નવ કરતી. ૨
ભાદરવો ભયનો ભારેરે ભારે ભીડ તે કેમ ભાગે,
ભવનમાં ભૂખને દુઃખરે ભયભવનો ભોગી ભાગે;
ગગનમાં ગેબી ગાજેરે ગડગડતો ઘમ ઘોર ઘણો,
ગિરી ઉપર ગાજે વાજેરે ઘોર ઘણો મોરગાન તણો.
બપૈઆ બોલે લેહેરેરે બેશ બિહાગી બાગ હતી,
બંસી બટ બીલી લીલીરે બાસ બરોસ બે સમતી;
કાજળનું કરતાં ટપકુંરે કુબજાએ કામણુ કીધું,
કહે પ્રભાશંકર પ્રિતેરે કરૂણા કરીને શું કીધું. ૩
આસોએ ઓધવ આવ્યારે અબલાને આનંદ અતી,

પૂછેછે પ્રીતે પ્રીતેરે પિઉ પ્યારામાં પ્રેમ મતિ;
સંદેશો ઓધવ કહેછેરે સુંદરીઓ સૌ સંતોખે,
ખુશીમાં ખેલે ખેલેરે ખમાખમા કરી સૌ પોખે.
તમને તલપેછે ત્રીકમરે તનતો ત્યાં મન તમ પાસે,
મુંજને મોકલીઓ માવેરે મનમાં સમાવો કરમાસે;
કુબ્જાને કાને કુંડળરે કેસવ મળ્યા કર ધારી,
કહે પ્રભાશંકર પ્રિતેરે કુશલ કહાવ્યું સુભકારી. ૪
કારતકની તકછે સારીરે કહાન કંથ વણ કેમ કરીએ,
કેસવ કાગળ કાંઈ કટકોરે કેમ નથી કહાવ્યું કેમ ઠરીએ;
લાજોછો લેખણ લખતાંરે લાલ લીલા લવલેશ નહીં,
લે પત્ર લલાટે લાલરે લીલમ લેતાં લાલ અહીં.
મુકતા માળા મન મોહનરે મોર મુગટ મોરલી મારી,
વાંસલડી વેગે વ્રજમાંરે વાતા વાલમજી પ્યારી;
કૃષ્ણ કૃષ્ણ મુખે કરતીરે કરમે કપટી કેમ થયા,
કહે પ્રભાશંકર પ્રિતેરે કુબજા કુળમાં કેમ ગયા. ૫
માગસરે મળવા મનરે મોહનને મારૂં માન્યું,
જીવણને જોવા જઇએરે જળજુમનાં જરી લઇ છાનું;
નથિ નાથ વિતાનો તેડોરે નયણે નીરમલ નેવું,
નટવર નાગરને નિરખુરે નિરમલ નખ શીશ નુર તેવું.
નયણે નીદ્રાનવ આવેરે નટવરને નેહ નીરખું,
નાનડીઓ નંદા નંદરે નૌતમ નિત્ય જોઇને હરખું;
કઠણ કહેવુંછે કેણુરે કડવું લાગે કેમ કરીએ,
કહે પ્રભાશંકર કેણુરે કડવેથી કાંઈ નવ ડરીએ. ૬
પોસે પ્રિતિ નવ પાલીરે પ્રિતલ પ્રીત પોથી તેવી,
પળપળમાં જુદા પાસારે પરાયાની પ્રીત એવી;
મેં જાણ્યું મોહન મારારે માખણમાં સાકર માગે,
મેવા મિઠાઈ મૂકુંરે મર્મ વચન મુંજને વાગે.

માંમા માર્યા જણુ જાણેરે મુરતક નામીને નમીઆ,
સોસી લીધી નીજ માસીરે શીશું માર્યા સૌ ગમીયા;
કદમ કનડીએ કેસવરે કોકીલા જેમ નાદ કરે,
કહે પ્રભાશંકર પ્રીતેરે કોટી કંદ્રપ રૂપ ધરે. ૭
મહા મહિને મોહન મિઠારે મુખ મોરલી મીઠી વાતા,
મુખ મધુર મધુર મલકાવેરે માતંગથી બહુ મદ માતા;
છબીલાને છોગાં છાજેરે છાસ પીતા છેલો છાની,
છળભેદે છાની રીતેરે છેલછબીલો નહીં છાની.
ઘેર માતાપીતા સંતાપેરે ઘણા ગુસાથી ગુમેડી,
ઘી ખાતા ઘરમાં ઘેરશે ઘુઘવતા ઘણું મુખ મરડી;
કાનુડો કામણગારોરે કપટી કાળો સૌ કહેતાં,
કહે પ્રભાશંકર કહેતાંરે કર્મકથા કહુંછું કહેતાં. ૮
ફાગણમાં ફેરા ફરતીરે ફુલ ફુલાં ફુલ બાગ ફુલી,
ફુલની ફસાઈ તો ફરતીરે ફરે દીને રહ્યાં ફુલ ફુલી;
ચંદન ચંબેલી ચંપારે ચકોર ચાહાતા ચોકવિશે,
ચિત્તમાં ચાલેછે ચંતારે ચતુર ભૂજ ચોદીસ દિસે
થાવર થાંપણ થર થાપીરે થભવી થાપન થાપ્યું,
જંગમ જળ થળમાં જીવનરે જપ માળા જપમાં જાપું;
માલાતો મારા મનનીરે મોહન મોહન મુખ કરતી,
કહે પ્રભાશંકર સ્વામીરે મુખથી રામા ઉચ્ચરતી. ૯
ચઇતરમાં ચિતડું ચમકેરે ચંદન હું ચ્યારે અરચ્યું,
ચંપકની માલા ચોસરરે ચતુરાને ચોખા ચરચ્યું;
અબળાને આનંદ શાનોરે ઓધવ આશા અધુરી,
અરજી અમારી એકજરે ઓધવ અમોને સુરી.
મુજને મૂકીને મોહનરે મન માન્યું કુબજા કરમે,
દરદેથી દીલમાં દાઝુરે દીન દયાળુ દુઃખ ધરમે;
કરકંકણ મુંકુ કહાડીરે કુમ કુમ કાજળ નથી કરતી,
કહે પ્રભાશંકર કથરૂરે કઠણુની કઠણુ ગતિ. ૧૦

વૈશાખે વાયું વાતીરે વીંજણુલે વેગે વ્રજમાં,
વાંસલડી વેગે વાતારે વાલમ પ્યારી વન ઘરમાં;
વાલમને વિનતા વિસરેરે વનિતા વાલમ નહીં વિસરે,
વ્યાકુળ વ્રજ વનિતા વનમાંરે વશ કીધાંવળી કેમ વિસરે,
ધૂળધાણી થયોછે ધંધોરે ધરણિધર ધિર ન ધારી,
ધન ધનરે ધન ધન તમનેરે ધીંગડમલ ધંધાધારી,
ફંદીને ફેલજ ફાવ્યુંરે ફોગટ ફેરા હું ફરતી,
ફાવ્યુંછે ફરતું ફેલેરે ફુલ લેઇને હું ફરતી;
કામનીએ કેહેણુ સાથેરે ઘણી કરી તે કહાવ્યું છે,
કહે પ્રભાશંકર પ્રીતેરે ફેલ કરવામાં ફાવ્યું છે. ૧૧
જેઠે જગજીવન જાણ્યારે જૂઠા જગમાં જીવનજી,
જુવંતી જુઠા જાણેરે જેઠ જેઠાણી કરસનજી:
સાસરીઆં સરવે સાચાંરે શીખામણ સારી દેતાં,
સાસુની શિક્ષા સારીરે સરસ સારી તે કહેતાં.
સેજલડી સૂની પડીઓરે સુગંધી સારી આપે,
સોપારી સારી સારીરે સેવર ધન સુડી કાપે;
ઠાકોર ઠામે ઠીક ઠસીઓરે ઠોર જમતા ઠારીને,
ઠીક પરભારામના ઠાકોરરે ઠામ ઠેકાણે ઠારો ઠરીરે. ૧૨
પુરસોતમ પ્રેમે પળજોરે પ્રાણુ અમારા તમ પાસે,
પાતલીયા પિઉ છો પ્યારારે પ્રેમ કરી આવો પાસે;
ડગમગ ડગમગ ડગતારે ડગ નાંનાં ડુંગર મોટા,
ટપકા ટીલામાં ટપકીરે ટેકે ટેડી ટોપ ધરે.
ટીખલને ચટકે ટોરરે ટેડાથી લોક ટોક કરે,
હરિ ટકતા આવ્યા હળવેરે હું હૈયામાં હેત ધરી;
હરિ પ્રભાશંકરને હેતેરે, હળ્યા મળ્યા છે હેત ધરી. ૧૩

---

## ૧૫ રામજીના વનવાસના મહિના.

રામજી માત વચન વનમાં ગયા આગળ કરવાંછે બેઉ કામ જો,
અસુર અનેક જોધા હરવા છે સુણજો કરણ ધરી વિશ્રામ જો;
સીતાજી સંદેશો કોને કહે સાંભળોને સતી મંદોદરી નાર જો,
રામ લક્ષ્મણ તે વનમાં કમાં હશે મારી કુણ લેશે સંભાળ જો. ટેક.
**કારતક** માસે કૈકઇ કામની મંદીર પધાર્યા દશરથ રાયજો,
મુખથી કૈકઈ એની પેર બોલીયાં આજ હું કહું તે કર્યાં થાય જો;
મુખડે વેણ બોલ્યા તે પાળીએ રાયજી માગું એક વચન જો,
મારા ભરથજીને રાજ બેસાડીએ રામ તમારા જાશે વન જો.
મુરછા થઇછે દશરથ તાતને રાયજી મુખડે નવ બોલાય જો,
મારા પ્રાણજીવન રઘુનાથજી વન જાય એવું તે કેમ કહેવાય જો;
પ્રભાતે મહુરત રાયે આદર્યા વેદ વચન કીધાં પરમાણ જો,
વિજોગ રામતણા કેમ સેહેવાસે નિકર જાશે અમારા પ્રાણ જો.
એવી ખબર થઇ રઘુનાથને તતપર થયા તે તેણી વાર જો,
વચન પાળ્યાં દશરથ તાતનાં સ્વામી જીવણના પ્રાણ આધાર જો.સી. ૧
**માગસર** માસે મંદીર મેલીને રામજીએ વનમાં કીધો પ્રવેશ જો,
પૂરનાં નરનારી સૌ રૂદન કરે સીતાજી છે બાળે વેશ જો;
એકલડાંએ વનમાં કેમ રહેસે જનક દુલારી રાજકુંમાર જો,
બોમી પશું પક્ષીનો ભય ઘણો વનમાં કેમ રહેશે એ બાળ જો.
રામલક્ષ્મણ તે ભાથા બીડીયા જતન કરો ત્રિલોકી નાથ જો,
રથમાં બેઠાં સીતારામજી પૂરના લોક થયા સૌ સાથ જો;
લક્ષ્મણ કહોને સર્વે ઘેર વળે આંખડીએ આંસુંની ધાર જો,
અમને વચન કહોતો ચાલીએ સુજન સર્વે રાખો મેર જો.
અમને ચૌદ વરસની આજ્ઞા તેમાં ઘડી ન મિથ્યા થાય જો,
સ્વામિ જીવણના વેહેલા પધારશે ચૌદ વરસે પાછા ઘેર જો.સી.૨
**પોસ** માસે પ્રભુજી પરવર્યા વનની વાટે લક્ષ્મણ રામ જો,
રથ પાછો વાળે રઘુનાથજી આવ્યા ગુહ રાજાને ગામ જો;
ગુહ રાજાએ સુંદીર સેવા કરી ઓળખી ત્રીભુવનનો નાથ જો

મુગટ બંધાવ્યા ખેસના રામલક્ષ્મણુ તે બંને ભ્રાત જો.
ત્યાંથી ચાર દિવસ રહી ચાલીયા આવ્યા ચિત્રકોટ વિશ્રામ જો,
ચિત્રકોટની સુંદીર ભોમિકા આસન બનાવ્યાં લક્ષ્મણુ રામ જો;
પેસરાણી ગંગાને ક્રોમિકા એનાં અંમર મિઠાં નિર જો,
ત્યાં બિરાજે સિતારામજી વનફલ લાવે લક્ષ્મણુ વિર જો.
જેને અગમ નિગમ કરી ગાયછે દર્શન દેવતાઈને દુર્લભ જો,
સ્વામી જીવણુના કહે રઘુનાથજી આવડો તમે શું લીધો અંતજો.સી.૩
મહા માસે માતા કોશલ્યા ભરથ શત્રુઘન કુશ ઘિર જો,
સજન સૌ મળવાને આવીયું સૌ મળી કીધો એક વિચાર જો;
હવે ઘેર વળો રઘુનાથજી ભરથજી કહેછે વારંવાર જો,
ભરથજી પ્રત્યે શ્રીહરિ બોલીયા એણી પેર બોલ્યા પૂરણુ બ્રમજો.
પ્રજા રૂડી રીતે પાળજો આપણો રઘુ કુળનો ધર્મ જો,
મારે કારજ કરવાં દેવનાં મારે ચૌદ વરસની આજ્ઞા;
તેમાં ઘડી નવ ઓછી થાયજો પાવલીઓ આપી ત્યાં ભરથને,
સ્વામી જીવણુના કહે રઘુનાથને વળતી હરિ થયા વિદાયજો.સી.૪
ફાગણુ માસે પ્રભાતે ચાલવું રામજીએ વિધ્યા લીધી સાથ જો,
નવ વરસ હરિ ચિત્રકોટે રહ્યા ત્યાંથી ચાલ્યા જાલમજોધ જો;
જઈને ફટક સૈલ્યાએ વાસો કર્યો મુદ્રિકા ગંગાની તીર જો,
સુંદીર સેજે પ્રભુજી પોઢતા સૈલ્યાસન કરો રઘુવીર જો.
એતો અનુસાજીના આશરે પ્રભુ પધાર્યા પૂરણુ નંદ જો,
અનુસા માતા મન હરખ્યાં ઘણું અતિ મુની પામ્યા આનંદ જો;
અનસા માતાએ વસ્ત્ર પેહેરાવીયાં સીતાજીને કીધો બોધ જો,
સુખ દુઃખ કાંઈ હૈયે ન આણીએ ત્યાંથી ચાલ્યા શ્રી રઘુનાથજી.
પચવટીમાં પ્રભુજી પરવર્યા વનમાં મડી બનાવી જાળ જો,
વનફળ ખાવાં વનકુળ પેહેરવાં સ્વામી જીવણુના સુંદર સ્વરૂપ જો.સી.પ
ચૈતર માસે ચરિત્ર એક થયું સુંદર સુંદરી રૂપ રતન જો,
કપટ કરીને આવી કામની રામલક્ષ્મણુનું હરવા મનજો;
મારે ઈચ્છાછે પર વરવાની એવું મુખડે બોલી વેણુ જો,

રામજીએ સમસ્યા કીધી લક્ષ્મણને એનું છેદન કીધું નાક જો.
રાક્ષણી નાઠી લંકામાં ગઇ કીધું રાવણ ભાઈ ભુપ જો,
વનમાં જોગી એક કોઈ આવ્યોછે તેની સુંદરી રૂપ રતન જો;
ક્રોધ કરીને રાવણ ઉઠીઓ કારમો મૃગ લીધો એણી વાર જો,
એક મુખે સીતાનું હેરૂ કરે બીજે મુખે ચરેછે ચાર જો.
એ મૃગ દીઠો સીતા માતાએ રામજી મૃગ મારીને લાવો જો,
સ્વામી જીવણનાં સુખડાં આપીએ તેનો મને કંચુંવો સીવડાવો જો. સી. ૬
વૈશાખે સીતાનાં વચન સુણી રામજીએ ધનુશ લીધું હાથ જો,
રક્ષા કારણ મુકયા લક્ષ્મણને રામજી ચાલ્યા વનમાં જાય જો;
મહા વનમાં જઇ મૃગ મારીઓ એક બાંણે વિંધ્યાં શરીર જો,
મરતાં મરઘો એમ પોકારીયો ધાએ ધાએ લક્ષ્મણ વિર જો.
એ પોકાર સિતાજીએ સાંભર્યા લક્ષ્મણ ભીડ પડી શ્રીરામ જો,
લક્ષ્મણ કહે એ કારજ ખોટાંછે સીતાજી કહે મનગમતાં હોયજો;
એવાં વચન સિતાજીનાં સાંભળી લક્ષ્મણ ચાલ્યા વનમાં જાયજો,
મઢીએ આંણ દીધી શ્રીરામની એટલામાં જોગી આવ્યો બાહારજો.
ભીક્ષા આપો એમ કહી ઉભો રહ્યો સિતાજી આપે વનફળ જો,
પાવડીએ ધરાવ્યા પાવલા ચાલ્યો લેઈ કરીને છળ જો;
આકાશ મારગે રાવણ લેઈ ગયો જાનકીજી કરે રૂદન જો,
સ્વામી જીવણના સમરથ છે વારે ચડજો આણી વાર જો. સી. ૭
જેઠે જાનકીજીનાં હરણ થયાં સૂની મડીએ ના મળે કોઇ જો,
રામજી મરઘ મારીને આવીયા રામજી રૂદન કરેને જોય જો;
લક્ષ્મણ આતે કારણ શું થયું અંતર ઉપજ્યા બહુ ઉચાટ જો,
આંખે આંસું ધારા જાયછે પગલાં જુવેછે વાટો વાટ જો.
કહોને ભાઈ હવે ક્યાં જઇએ સિતા વિના તે કેમ રહેવાય જો,
હરણ થયાં કે પશું કોઇ લેઈ ગયો દુઃખમાં દુઃખ કોને કહેવાય જો;
સૌ મુનિઓનાં આશ્રમ જોઇ વળ્યા કેને દીઠાં જનકનાં બાળજો,
ગીધ પક્ષી મળ્યો એક મારગમાં તેણે કહી સીતાની ભાળ જો.
આકાશ મારગે રાવણ લેઈ ગયો તે સાથે કીધાં મેં જુદ્ધ જો,

મારૂં ના ચાલ્યું રઘુનાથજી મારા શરીરે નથી સુદ્ધ જો;
રામજીએ મુક્તિ આપી ગીધને ચાલ્યા પંપાસરની તીર જો,
સબરીના મનોરથ સિદ્ધ કર્યા સ્વામી જીવણના ધારણ ધીર જો. સી.૮
અસાડે હનુમાનજી ત્યાં આવી મળ્યા આવી લાગ્યા પ્રભુને ચરણજો,
દાસ તમારોછું રઘુનાથજી આવી ન્યાય કરો મહારાજ જો;
અધર્મ જોઇને વાલીને હણ્યો ત્યાં સુગ્રિવને આપ્યું રાજ જો,
બેઉ કરજોડીને ઉભા રહ્યા હનુમાનજી છે પવન કુમાર જો.
આજ્ઞા માગી શ્રી રઘુનાથની ચાલ્યા લંકાં માંહી જાય જો,
જઇને અશોક વાડીમાં ખબર કરી જ્યાં બેઠાં સિતાજી માતજો;
મુદ્રિકા મૂકી ચરણે નમી ખુશલ ખેમછે શ્રી રઘુનાથ જો,
શોધ લેવા મુંજને મોકલ્યો માતા હુંછું તમારો દાસ જો.
લંકાં પરલંકાં પરજાળી છે વળ્યા શ્રી સ્વામી જીવણની પાસજો. સી.૯
શ્રાવણ માસે સાહેર તીરમાં અરાડ પદમ સૈન્ય થઇ ભેળી જો,
જોરાવર જોદ્ધા ત્યાં આવીયા નિળ વાંદર શું માયા મુકી જો:
વિભીસણ ભાઇનો સંગ મુકીને રઘુનાથજીને મળવા આવ્યા જો,.
બેઉ કરજોડીને ઉભા રહ્યા લંકાં પતિ કરી બોલાવ્યા જો.
સાહેર બાંધી સલ્યા તારીને સૈન્યા સરવે ઉતારી પાર જો,
સુગ્રિવ જાંબુવન હનુમાનજી જુદ્ધે ગયા લંકા મોઝાર જો;
રાવણે કુંભકરણ જગાડીઓ જાગો ભાઈ ધારણ ધીર જો,
દળ આવ્યાં શ્રી રઘુપતિરામનાં ઇંદ્રજીત છે મહા બળવીર જો.
એની સૈન્યા જોને વનચરની આપણને શું જીતે વાંદર જો,
સામાસામી જોરાવર યુદ્ધે લડે અતિબળ જોદ્ધાનો સંગ્રામ જો;
નિશાચર માર્યા બેઉ ભાતના ઉતર્યો રાવણનો અહંકાર જો.
કુંભકરણ જોરાવર જુદ્ધે હણ્યો ઇંદ્રજીત પડયો તે ઠામ જો.
સેસનાગ પાતાળે સરેસરે ધરતી ધ્રુજે ધનુષ્ય ટંકોર જો,
હાહાકાર થયો તિલોકમાં રાવણ માર્યો એણી વાર જો;
દયાળે દેવનાં બંધન છોડાવીયાં સ્વામી જીવણના સુંદર સ્વરૂપજો.સી.૧૦
ભાદરવે વિભીસણ દાસને રામજીએ આપ્યું રાજ આસન જો,.

મંદોરરી સભામાં આવીઆં કરવા હરિચરણ દર્શન જો;
મંદોદરી કહેછે મહારાજને દુષ્ટ હતો એ રાવણ રાય જો,
પ્રભુ પ્રતાપ તમારો નવ જાણ્યો એવું ફળ પામ્યો અન્યાય જો.
સુખપાલે બેસાડ્યાં સિતાને તેડી લાવ્યા હનુમાન વિર જો,
અમૃત વૃષ્ટિ કરેછે દેવતા જોદ્ધા સરવે ધારણ ધીર જો;
સિતાજીને મહા સુખ આપીઆં પ્રફુલ થયાં તે સૌનાં મનજો,
ફુલ વૈમાને સાહીને બેસાડીયાં પધાર્યા ગંગાજીને તીર જો.
જઈને ખબર કાંઇ ભરથને વિપ્રરૂપ ચાલ્યા હનુમાન જો,
ભરથજી ખબર સૂણી પ્રફુલ્લ થયા ગદગદ કંઠે હરખ નમાય જો;
ભરથજી આવ્યા અજોધા નગરીમાં જ્યાં બેઠાં કૌશલ્યા માત જો,
માતા વધામણી આનંદની પધાર્યા સ્વામી જીવણનો નાથજો. સી.૧
આસો માસ આનંદે વધાવીયો આજછે દિવાળીનો દિનજો,
પુરમાં સુખના સાગર રેલીઆ પ્રફુલ થયાં તે સૌનાં મન જો;
પુરવાસી સૌ ચાલ્યા દર્શનમાં દોરી લીધા કુંજર ઘોડા જો,
વાજંતર વાજે બહુ ભાતનાં ગુણીજન જશ રઘુકુળના ગાય જો.
દુદંભી નાદ વગાડે દેવતા પુરની વાડી અજોધા પાસ જો,
સરજ્યો તીરે સૌ ભેગાં થયાં પ્રેમનાં આંસું હૈડે હરખ જો;
આ વેળાના સુખડાં શાં કહીએ પ્રભુને નરણાં ભરીભરી નીરખે જો,
પ્રથમ વસિસ્ટજીને ચરણે નમ્યા વળતી ભેટા ચારે ભ્રાત જો.
સીતા કૌસલ્યાને ચરણે નમ્યા માતાએ ચાંપ્યા રૂદીયા સાથજો,
કરૂણા કરી મુસ્તકપર કર ધર્યા માતાએ મોતીડે વધાવ્યા જો;
હૈડાં હરખ્યાં ઉર આનંદ થયો વારેવારે ઓવારણાં લેછે જો. સી.૧૨



## ૧૬ કેફીની બઇરીના મહિના.

કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી,
આએ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી;
દિવસ ઘટેને રજની મોટી થાયરે સાહેલી,

આ કેશીની અબળાના દિન કેમ જાય સાંભળ સાહેલી.
હિમાલાનો શિતળ વાયું વાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧
માગશર મહિને શોક પામું શી પેરરે સાહેલી,
આ કેશીડેતો માંડયો અકળા કેર સાંભળ સાહેલી;
ઉપજ ખરચની વાત કશી નહીં જાણીરે સાહેલી,
આ ખાઇ બેઠો નિજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી.
પડયો રહે કાંઈ કેશી રસ્તા માંહરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૨
પોસે તો ઘર વેચી બેઠો પાપીરે સાહેલી,
આ પિયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી;
જેણે મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી,
આ પેલા ભવનાં દુસ્મન માને બાપ સાંભળ સાહેલી.
આ એ રતમાં સાસરે જવું સૌ ચાયરે સાહેલી,
એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૩
માહા મહિનામાં બોલે લોક વસંતરે સાહેલી,
આતે દુ:ખણી કેશીડા જેનો કંથ સાંભળ સાહેલી;
વન પાલોયાં આંબે આવ્યા મોરરે સાહેલી,
આ દુખણીને સુખ નથી ઓણકે પહોર સાંભળ સાહેલી.
ભમર ગાન સુણી પિઉ મળવા મન થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૪
ફાગણમાં નરનારી ખેલે ફાગરે સાહેલી,
આ કેશીની અબળાના અંતર આગ સાંભળ સાહેલી;
રમે જમેને હસે મળી નરનારરે સાહેલી,
આ કેશીની પરણેલી ખાયે માર સાંભળ સાહેલી.
જોવુંને રોવું ઘર ખુણા માંહ્યરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૫

**ચૈતરમાં** કેમ ધિરજ રાખું ચિત્તરે સાહેલી,
આ ફેરી કરે ફેરીડો નિતને નિત્ય સાંભળ સાહેલી;
પરમેશ્વરે આવો વર કેમ આપ્યોરે સાહેલી,
આએ વરથી તો અતિ ભલો રંડાપો સાંભળ સાહેલી.
લેણા દેણાની ફરિયાદો બેઉ થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬
**વિશ** ખંતે આવ્યો મહિનો વૈશાખરે સાહેલી,
આ ધોમધીખે દિલ થાય બળીને ખાખ સાંભળ સાહેલી;
સૂરજ તપેતો છત્રઆડું રાખુંરે સાહેલી,
આ દીલ દાઝે તે કોની આગળ દાખું સાંભળ સાહેલી.
રજની ઘટીને દહાડો મોટો થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭
જેઠે તો જીવલડો જલવા લાગ્યોરે સાહેલી,
આ ફેરીની અંબળાનો આનંદ ભાગ્યો સાંભળ સાહેલી;
પગ દાઝે તો મોજડીઓ લેઈ ધારૂંરે સહેલી,
કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી.
ફેરીડાને કોઈ ન કહે સમજાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮
**અસાડમાં** ચડી આવ્યોછે ધન ઘોરરે સાહેલી,
આ મોટા હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી;
ફેરી પીઉ બંધીખાનામાં માલેરે સાહેલી,
આ પરણેલીના દીલમાં એ રત સાલે સાંભળ સાહેલી.
લીલી ધરા વિધ વિધનાં અન વવાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૯
**શ્રાવણમાં** મેં શીવ પુજા નહીં કીધીરે સાહેલી,
હવે મુને ફેરીને કર દીધી સાંભળ સાહેલી;
ચિત્ત ટળેલો વ્યસની જૂઠો ચોરરે સાહેલી,
આએ સગપણ કરનારો મરજો ગોર સાંભળ સાહેલી.

ભાગ્યવંતી જે પેઉ સાથે સોહાયરે સાહેલી,
આએ મહિનો એવીરીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૦
ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી,
આ કેરીની બઈરીતે સુખ કેમ થાય સાંભળ સાહેલી;
નદીએ આવ્યાં પૂરણ જળનાં પૂરરે સાહેલી,
આ પેઉ સાંભળતે આગ ઝરેછે ઉર સાંભળ સાહેલી.
માળે બેસી પંખીડાં મલકાયરે સાહેલી.
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૧
દિવાળીના દહાડા આસો માસરે સાહેલી,
આ કેરીની બઈરીતો નિત્ય ઉદાસ સાંભળ સાહેલી;
રમે જમે જન ધરે નવા સણગારરે સાહેલી,
આ કેરીની નારીને નયણે જળધાર સાંભળ સાહેલી.
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૨
માસ અધિકમાં અધિક પણે શું કહીએરે સાહેલી,
આ પેઉ બંધીખાંને એકલાં કેમ રહીએ સાંભળ સાહેલી;
માનવીઓમાં મુખ નીચુ કરી ફરવુંરે સાહેલી,
આએ જીવતર કરતાં તો રૂડું મરવું સાંભળ સાહેલી.
એ વરથી મુજને છોડાવા ધાયરે સાહેલી,
તો દલપતના સ્વામીને લાગું પાય સાંભળ સાહેલી. ૧૩

---

## ૧૭ અંતરજામીના મહિના.

### રાગ તુળશીના મહિનાનો

કારતક માસે કૃષ્ણજી નાવ્યા વસીયા મથુરે જઈ કુબજાને ભાવ્યા,
ઓધવજી શા સંદેશા કહાવ્યા નાથજી નહી આવ્યા. ૧
માગસર માસે આવોને ઘેર કાંઈક આણો દાસીપર મેર,
સ્વામી જાએછે જોબન લેહેરે. નાથજી ૨

પોસે તે પ્રિતમ પ્રિતડી તોડીછેવટ હરિ શુનાંખ્યાં તરછોડી,
પ્રિત જઈ કુબજા સંગે જોડી. નાથજી ૩
માહે તે મંદીર સુંનાં દીસે સ્વામીને ગમે ભોજન બતરીસે,
મંદિર પધારો શ્રી જુગદીશ. નાથજી ૪
ફાગણે ફાગ ખેલે નર નારી હું શું ખેલું હોળી કુંજબિહારી,
મારા સમ મંદીર આવો મોરારી. નાથજી ૫
ચૈતરે ચિત ન લાગે કસ્યામાં નવ ગમે હરિ દુર વસ્યામાં,
જાવું સુઝે નહીં એક દિશામાં. નાથજી ૬
વૈશાખે વિઠલ વાટોરે જાનાં મોહન મુર્તી જોવા મનમોતાં,
હરિ હરિ કરી દીન ખોતાં. નાથજી ૭
જેઠે તો જીવણ જોજો વિચારી વિલાપ કરેછેઅબળારે નારી,
બોવન આવોને મુકુંદ મોરારી. નાથજી ૮
અસાડે તો વરસે ધન ધોર બોલે બપઈઆ મધુરા મોર,
શબ્દ શુણી આવો નંદકિશોર. નાથજી ૯
શ્રાવણે સુખ ત્યાગ કરીને નિશ દિન સમરૂં છું શ્રીહરિને,
ઓધા પ્રભુ કેમ નાવ્યા ફરીને. નાથજી ૧૦
ભાદરવે તો ભોવન ગાજે ઓધા કહેજો જઈ વિનંતી આજે,
ઘેર પધારો શ્રી માહારાજ. નાથજી ૧૧
આસોએ આવ્યા મંદીર સ્વામી દાસ ભવાની કહેશીશનામી,
અધિકે આવ્યા અંતરજામી. નાથજી ૧૨

---

## ૧૮ માધવના મહિના.

કારતક કૃષ્ણ વિના કેમ કરીએ ફૂટકયો જીવ એ ચિતાં ફરીએ,
દૂરી જન લોક થકી ડરીએરે માધવ મળવાને આવો. ૧
માગસરે છેક ઉતારી માયા નંદ કુંવર હજી ઘેર નાવ્યા,
કંપે કુંમકુંમસી કાયારે. માધવ ૨
પોસે પ્રીત કરી નવ પાળી બળતી હેમ અગ્નીથી બાળી,

કુબજા નાર મળી કાળીરે. માધવ. ૩
મહાએ વનસ્પતિ સૌ મોરી હરખે નાર રમે સૌ હોરી,
ઘેલી ગોકુળની ગોરીરે. માધવ. ૪
ફાગણ ખાખર ચંપો ફુલ્યો ભુધર કેમ હમોને ભૂલ્યો,
ડાહ્યો ડહાપણમાં ડુલ્યોરે. માધવ. ૫
ચૈતર ચિત્તમાં લાગ્યો ચટકો કાગલ એકે ન લખ્યો કટકો,
હાલો શીદ કરો ખટકોરે. માધવ. ૬
વૈશાખે વાલો થયાછે વેરી કોઇ કોઇ આંબે પાકી કેરી,
મનમાં શો સોસ ધરે મેરીરે. માધવ. ૭
જેઠે જીવ રહે નવ ઝાલી વાયુ કેમ ફરેછે ખાલી,
વેરણ કુબજા થઈ વહાલીરે. માધવ. ૮
અસાડે નિર અતીસે વરસે દણીએલ વાદલમાં નવદિસે,
રાતાં નેત્ર ભરાણાં રીસેરે. માધવ. ૯
શ્રાવણ સરવડીએ સંતાપી બપઈઆ પિઉ પિઉ કરેછે પાપી,
કાલજડું નાખ્યું છે કાપીરે. માધવ ૧૦
ભાદરવે સપનાંતર ભડ ભાગી મહીનું દાન લહે વાલો માગી,
ત્યાં હું ઝબકીને જાગીરે. માધવ. ૧૧
આસોએ અલબેલો ઘેર આવ્યા વ્રજની નારી મળીને વધાવ્યા,
ભકતોના દીલમાં ભાવ્યારે. માધવ. ૧૨
ત્રિકમદાસ મોરાર તું મારો સોક જાણી કાજ સધારો,
ધણી આવું દલમાં ધારોરે. માધવ મળવાને આવો.

---

## રાધા વિરહના મહિના.

શ્રી ગુરૂ ગોવિંદનેરે પાએ લાગું પૂરો આશ,
પ્રેમ પરિતાપનેરે વચને ગાસું બારે માસ;
કહે સખી કેમ કરૂંરે કારતક માસે મૂકી કંથ.
કાંઈ સૂઝે નહીંરે નિશ દીન જોઉં પ્રભુનો પંથ. ૧

માગસરે માહરોરે મન મોહન મળવા અકળાય,
ઢાંક્યાં ધીકીએરે કોઇને પિડા નવ કહેવાય. ૨
પોસે પ્રભુ વિનારે મારે મુખડે પડીયા સોસ,
હું સમજી નહીંરે મૂકી શા દીઠા મુજ દોસ. ૩
મહાએ મહા મોડુરે મારે મન વાપ્યું વ્રેહ દુઃખ,
તાતા તેલમાંરે જ્યમ જલ ત્યમ પાખે પ્રભુ સુખ. ૪
ફાગણ ફુલીઓરે કેસુડે અબીલ ગુલાલ,
ઉલટું અંગ બળેરે જોઇને વિના શ્રી ગિરધરલાલ ૫
ચૈતરે ચિતડુંરે ચોંટયું ચરણ શ્રી ગોકુળરાય,
પ્રેમ જડીએ જડ્યુંરે નહીં ઉખડીએ કોઇ ઉપાય. ૬
વૈશાખે મુંનેરે વ્રજપુર લાગે વસતું વન,
શેહેર સરીખડુંરે વન લાગે હોય જુગજીવન. ૭
જેષ્ટે ઝાલ પડીરે તાપે તલખેછે સૌ કોય,
મુંજ વ્રેહ તાપનોરે કોટી મોએ અશાન હોય. ૮
આશ અસાડનીરે હુંતી પણ નાવ્યા અવિનાશ,
સૌ પ્રેમદા તણીરે પિઉ ઘેર આવ્યા ચાતુર માસ. ૯
શ્રાવણ સરવડેરે વરસે વૃક્ષે વલગી વેલ,
રસિએ વહાલમાંરે તોડી બાળપણામાં ખેલ. ૧૦
પુરસોતમ માસમાંરે પુરસોતમ ભજ્યાનો ભાવ,
ક્યાંથી કહાડીએરે તેતો શોકલડી લે લહાવ. ૧૧
ભાદરવો ભલોરે વરસે બોલે ચાતક મોર,
નંદ કુવરે વિનારે લાગે બાહા સરીખા સોર. ૧૨
આસો નાવીઆરે દુખીઓ કીધો વ્રજનો સાથ,
હું અભાગણીરે મથુરે જઇને વસીઆ નાથ. ૧૩

---

## ૨૦ વાલમજીના મહિના.

કારતક માસે મુકી ગયા હરજી હૈયામાં રાખોદયા,
ગોકુળ કેમ કરી રહેવાય. વાલમ વેહેલા પધારજો. ટેક ૧

માગસર માસે ઘણું મહાલતાં હરિને હેત કરી બોલાવતાં,
કરતાં વહાલપણાની વાત. વાલમ. ૨
પોસે પેઉ ગયા પરદેશમાં અબળા મેલી બાળાવેશમાં,
સૂતાં સેજ નહીં સૂવાય. વાલમ. ૩
માહે મોહનજી ઘણું સાંભરે ગોપીએ આંખલડી આંસું ભરે,
સૂનો હરિ વિના સંસાર. વાલમ. ૪
ફાગણુ માસે વન ફુલી રહ્યાં રમત રસિયાની ભૂલી ગયાં,
વિનતા જુએ તમારી વાત. વાલમ. ૫
ચૈતર ચંચળ છે મન માહરૂં નિત્યે ધ્યાન ધરૂંછું તમારૂં,
ગિરધર ઘરમાં કેમ રહેવાય. વાલમ. ૬
વૈશાખે વાટડીઓ સૂની પડી હરજી આવો પાવડીએ ચડી,
સુંનો જળ જુમનાંનો ઘાટ. વાલમ. ૭
જેઠે જીવણુ જોવા નિસરી હુંતો શણુગાર સરવે વિસરી,
મેં નવ દિઠા નંદકિશોર. વાલમ. ૮
અસાડે આશા છે વ્રજનારને મોહન મનમાં વાત વિચારને,
તમો આવે રહેશે પ્રાણુ. વાલમ. ૯
શ્રાવણુ શેરડીઓ શોધી વળી મેં નવ દીઠી હરિની મંડળી,
ઘેરે આવો હળદર વિર. વાલમ. ૧૦
ભાદરવે ભુધરજી ભાળી રહ્યાં વાલા વચન તમે શાં કહ્યાં,
રસિયા કેમ ચડાવી રીસ. વાલમ. ૧૧
આસો માસે હરિ આવીયા ગોપીએ મોતીડે વધાવીયા.
દિપક ઘેર ઘેર મંદીર થાય. વાલમ. ૧૨
નરસઈયાના સ્વામી સામળા તમે તો મેલો મનના આબળા,
તમારા શા શા માનું પાડ. વાલમ. ૧૩

---

## ૨૧ ઓધવ અલબેલાના મહિના.

કારતકે કઠણુપણાં કીધાં સુખ દુઃખ વનિતાને દીધાં,

કરણ વર કુબજાને કીધાં ઓધવ અલબેલા રસિયા. ૧ ટેક.
માગસરે મોટપણાં મેલો તમારો ઉત્તર છે છેલો,
વિના વાડ કેમ ચડે વેલો. ઓધવ. ૨
પોસે પ્રગટ થઈ અબળા તમેતો સમર્થ છો સબળા,
તમારી આશ કરે અબળા. ઓધવ. ૩
માહે મથુરાં જઈ વાસી લાવ્યા તમે કંસ તણી દાસી,
તમારી લોક કરે હાંસી. ઓધવ. ૪
ફાગણ ફોગટ શું ફરીએ સમજીને રૂદીયામાં રહીએ,
કરણ વર કો આગળ કહીએ. ઓધવ. ૫
ચૈતરે ચિતડાંના રસિઆ પધારો તમે રાધા વર રસિયા,
અમોથી આઘા કેમ ખસીઆ. ઓધવ. ૬
વૈશાખે જો વનમાં જઇએ સમજીને રૂદીયામાં રહીએ,
મનની વાતો કયાં જઈ કહીએ. ઓધવ. ૭
જેઠે જહુરપણાં કીધાં દયા નિધિએ દુખડાં દીધાં,
કૃપાળું કારજ નહીં સિધ્યાં. ઓધવ. ૮
અસાડે ધન ઘટા થઈ છે લીલા લક્ષ ગોપી તણે રહી છે,
જુગ્તિ જોવાની થઈ છે. ઓધવ. ૯
શ્રાવણ શરીર ગયાં સૂકી મોહન લાલ ગયા મૂકી,
એવી માયા સૌ લુખી. ઓધવ. ૧૦
ભાદરવે જો ભાયગ ભળશે મોહનલાલ આવીને મળશે,
દુઃખડાં તેથી સૌ ટળશે. ઓધવ. ૧૧
આસોએ અમ્રત મેહ વરસ્યા નટવરસોનાના નરખ્યા,
પ્રભુજી પ્રિતમના પરખ્યા. ઓધવ. ૧૨

---

## ૨૨ આંણાંની ઇંતેજારીના મહિના.

કારતક માસ રૂડામણો સૌ દેવકે દર્શન જાય,
પિઉ પસ્તાનો મોકલો આંણાંની કરજો પેર. આંણાં મોકલરે
મોરાર. ૧ ટેક.

માગસરે મૂકી ગયા હરિ શો છે અમારો વાંક,
વ્યાકુળ કરીને વીચરચા પ્રભુ હવે રહ્યાં કેમ જાય. આંણું. ૨
પોસે પ્રભુજી ઘેર નથી મને મંદીરીએ નવ સહેવાય,
મંદીર પધારો માવજી તમે પાતળીયા પ્રધાન આંણું. ૩
માહે માધવ સાંભળ્યા મને સાંભળ્યા પ્રાણાધાર,
કોઈ લાવે પેઉની વધામણી તેને આપું એકાવળ હાર. આંણું. ૪
ફાગણ ફુલ્યો ફુલડે પ્રભુ ઘેર ઘેર ફાગ ગવાય,
આછા સાળું પહેરતા કાંઈ ઉડે અબીલ ગુલાલ. આંણું. ૫
ચૈતરે ચિંતાં ઘણીરે કાંઈ નાવ્યા શ્રી ભગવાન,
પાઠવું કાગળ પ્રેમથી કાંઈ આવે જેથી સાન. આંણું ૬
વૈશાખે વન મોરીઆં કાંઈ મોરી દાડમ દ્રાક્ષ,
કોઅલડી ટૌકા કરે કાંઈ બેઠી આંબલીઆ ડાળ. આંણું. ૭
જેઠે ઊનાળો તપે ઘણોરે મને મંદીરીએ નવ સ્હેવાય,
મંદીર પધારો મલપતા તમો પાતળીઆ પ્રભુરાય. આંણું. ૮
અસાડ અવધે આવીઓ માંડીને વરસ્યા મેહ,
સવા ઘડી સવા લાખની મારી વેંણુ લ્હેરે જાય. આંણું. ૯
શ્રાવણ વરસ્યો સરવડે કાંઈ નદીએ નીર નવાંણુ,
વિજોગવંતી વિનતા વ્યાકુળ તે પ્રમાણ. આંણું. ૧૦
ભાદરવો ભેરે ગાજીઓ કાંઈ ગાજ્યો ગગનાધાર,
દેહ વહી જાતાં વાર શી જેમ નદીએ નીર પ્રવાહ. આંણું. ૧૧
આસોએ આસા ઘણી કાંઇ નાવ્યા શ્રી ભગવાન,
કોઈ લાવે પિઉની વધામણી તેને આપું સોળ સણગાર. આંણું. ૧૨
આંણું આંણું શું કરો ગોરી આંણાં જેવડાં થાવ,
આંણાંના નહિં ઓરતા મને નગર જોવાના કોડ. આંણું મો.
સાસર વાસા સળી ગયા લાડુડે પડીઆ જીવ,
સોપારી સળી ગઈ લવીંગે લાગી લહાય. આંણું મો.
જેઠ માથે વેઠ પડી જેઠાણી નાનું બાળ,
પરણ્યો તો જોગી થયો ભાઈબંધે માગી ભીખ. આંણું મો.

દીએરને આવી દિકરી પરણ્યાને નાવી સાન,
નણંદીને વાસી જળ્યું પાડોશણને આવ્યો તાવ. આંણાં. મો.
ખડી ખડી આસી વેલડીરે પ્રભુ ઉતર્યા સરોવર પાર,
શ્રી કૃષ્ણ આણે આવીયા ત્યારે હસ્તી ઝુલે બાર. આંણાં આવ્યાંરે મો.
સસરો મારો સભાગીયો સાસુડી સમુદર લ્હેર.
જેઠ મારો રાજીઓ જેઠાણી ઘર પ્રધાન. આંણાં આવ્યાં.
દીએરને આવ્યો દિકરો પરણ્યાને આવી સાન,
નણંદી મારી નાન બઈ પાડોશણ મારી બેન. આંણાં આવ્યાં.
ફુલ ફગરનો ઘાઘારો સિવડાવ્યો આદિતવાર,
પેહેર્યો નથી પણ પેરસું મારા સસરાને દરબાર. આંણાં આવ્યા.
લીલુંડા ગજનું કાપડું સિવડાવ્યું આદિતવાર,
પેહેર્યું નથી પણ પેરસું મારી સાસુના દરબાર. આંણાં આવ્યા.
કાજળ ભરી કુંપલી પ્રભુ વિસરી બારસત બાર,
આંજ્યાં નથી પણ આંજસું મારા સ્વામીના દરબાર. આંણાં આવ્યા.

---

## ૨૩. શ્રીનાથજીના મહિના

કારતક મહિનાના કહાનજી મેલી ચાલ્યા પ્રદેશ,
હું છું નાનીરે નાનડી જોબન બાળા રે વેશ.
ગોકુળ આવો શ્રી નાથજી ટેક. ૧
માગસર મહિને મેલી ગયા વસીયા પેલીરે પાર,
હૈડું રૂવે છે ડુસકે આંખે આંસુંની ધાર. ગોકુળ. ૨
પોસે સોસું હૈડે રડી વખીઆં વડાં રે શરીર,
હાડે હિમાલો વિસમ્યો ઓઢણ આછાં રે ચીર. ગોકુળ. ૩
મહા મહિનાનું હરી માહરૂં બીજી વેરણ રાત,
નરણે નાવે નિંદરડીરે ભૂખે ભાવે નહીં અન. ગોકુળ. ૪
ફાગણ ફુલ્યો અતિ ફુલડે ફુલ્યાં કેસુનાં ઝાડ,
કેને છાંટું હરિ છાંટણાં ઉડે અબીલ ગુલાલ. ગોકુળ. ૫
ચઈતરે ચંપો હરિ મોરીઓ મોરી દાડમ દ્રાક્ષ,

માલણ લાવેરે હરી મોગરો કાચી કલીઓનો હાર. ગોકુળ. ૬
વૈશાખે રે વન વેડીઆં વેડી આંબારે સાખ,
રસડાં ઘોલું હરિ વાડકે જમીએ કોની સંગાથ. ગોકુળ. ૭
જેઠે જાણ્યું રે હરિ આવશે વેગે વૈકુંઠનાથ,
ચંદન ચોળું હરિ ભાવતાં વીંજણ ઢોલંતાં વાય. ગોકુળ. ૮
અસાડ આવીને હરિ ઉલટયો માથે માણીગર મેહ,
વિજલડી રે ચમકા કરે વનમાં બોલેછે મોર. ગોકુળ. ૯
શ્રાવણ વરસ્યો હરિ સરવડે નદીએ નીરમલ નીર;
કોયલડી રે ટૌકા કરે ભમરા કરેછે ગુંજાર. ગોકુળ. ૧૦
ભાદરવે ભર નિંદ્રા માંહે ભ્રમણા વાધી શરીર,
સ્વપ્નામાં રે હરિ દીઠડા હરી હલદર જીનાવીર ગોકુળ. ૧૧
આસોમાં જાણ્યું હરિ આવશે વાટો જોઉં નિરધાર,
કોઈ લાવે હરિની વધામણી આપું એકાવળ હાર. ગોકુળ. ૧૨
બારે માસ પુરા થયા તેરમો બેઠો તતકાળ,
ગોકુળ આવ્યા શ્રીનાથજી હરખી ગોકુળની નાર. ગોકુળ. ૧૩
જે કોઈ શીખેને સાંભળે તેનો વૈકુંઠ વાસ,
ઈશ્વર આરોગ્ય રાખશે ગાવે દાસોનો દાસ. ગોકુળ આવો શ્રીનાથ.

---

## ૨૪ વિયોગના મહિના.

કારતક વરને ટાહાડ શિયાળો સાલેરે,
આ કુબજા સાથે રાડ કહે કેમ ચાલેરે. ૧
સખી માગસરે મહારાજ ગયા મન મેલીરે,
ગોકુળની ગોરી ફરે સૌ ઘેલીરે. ૨
પોસ મહિનાની પ્રિત જાણી જાઠીરે,
ભર નિંદ્રાથી નાર ઝબકી ઉઠીરે. ૩
મહા મહિનાની ટાઢ હુંતો તાપીરે,
જેના પેઉ ગયા પરદેશ પરણી પાપીરે. ૪

આવ્યા વસંતના વિલાસ હોળી રમતાંરે,
હતું હરજી સાથે હેત ભેગાં જમતાંરે. ૫
ચૈતર ચિંતા થાય ચિતડું ચાલેરે,
પેલી કુબજા આવી ઘેર મુંજને બાળેરે. ૬
વૈશાખે વાતો થાય વ્રિજની વાટેરે,
ગયા ગોકુળ માંહે કાહાન કુબજા માટેરે. ૭
આવ્યા જેઠ કેરા દિન ઝાઝા લાંબારે,
રસ વરણી રાધા નાર પાકયાં આંબારે. ૮
અસાડે હેલી થાય અન્ન ન ભાવેરે,
હાંસિલા ખેડે હોળ વનમાં વાવેરે. ૯
શ્રાવણની ઝડીઓ તે સૈયર સાલેરે,
આવ્યા હિંદોળાના દિન કહો કેમ ચાલેરે. ૧૦
સખી ભાદરવે ભરપુર વનમાં જાતાંરે,
હરિ ઝાલે અમારો હાથ જળમાં નાતાંરે. ૧૧
સખી આસોએ આનંદ શીદને થાયરે,
હવે બાર થયા પૂરા વિજોગે જાયરે. ૧૨

---

## ૨૫ ભવાનીકૃત મહિના.

કારતક માસેરે કહાંન, મુજને લાગ્યું તારૂં ધ્યાન. ૧
માગસરે મોહનરે આવો, સ્વામી શું સંદેશો કહાવો. ૨
પોસે પ્રિતમરે રસિયા, મથુરાં જઈ કુબજા ઘર વસીઆ. ૩
માહે મોહનરે વાલા, તમવિના સર્વે પદારથ ઠાલા. ૪
ફાગણ ફુલ્યોરે રૂડો, આવો પેરૂં કનકનો ચુડો. ૫
ચૈતર ચિંતારે મનમાં, રહેવાય નહીં આ ભોવનમાં. ૬
વૈશાખે વાટોરે જોતાં, હરિ હરિ મુખ જપતાં દીન ખોતાં. ૭
જેઠે જાગોરે સ્વામી, રાંક અબળા કહેછે શીશ નામી. ૮
અસાડે તો વરસે ઘન ઘોર, રૂડા બોલે પ્યારારે મોર. ૯
શ્રાવણે સુનુંરે લાગે, આવી ઓલવો બળતી આગે. ૧૦

ભાદરવો ભલી પેરે ગાજ્યો, સ્વામી કાંઈ મનમાં નવલાજો. ૧૧
આસોએ આનંદ રે કારી, મંદીર આવ્યા કુંજ બિહારી. ૧૨
તેરમો અધિકરે માસ, કરજોડી કહે ભવાનીદાસ. ૧૩

---

## ૨૬ નંદલાલના મહિના.

આવોને નંદલાલ રમવા આવોને રે નિરભે થયાછો નાથ
રમવા આવોને રે,
કારતક મેં તો કષ્ટે રે કાઢયો ભર દરિએ જેમ ઝાઝ
રમવા આવોને રે ટેક. ૧
માગસર મહિને મારગડે રે મેલી હવે હમારૂં કોણછે બેલી
ગિરધર વિના થઈ ઘેલી રમવા આવોને રે. ૨
પોસે મારો જીવણ પ્રાણ તજું છું લોકડીઆંની લાજ લોપું છું,
સંસાર તાજ કરૂં છું. રમવા. ૩
મહા મહિને મંદિરીઆં રે સૂનાં હરિ વિના આસનીઆં રે સૂનાં,
વહાલા વિના જાયછે જોબનીયાં. રમવા. ૪
ફાગણે ફાગ ફગતી હોગી અબીલ ગુલાલે ભરાવું રે ઝોળી,
વહાલા વિના ખેલે કોણ હોળી. રમવા. ૫
ચૈતરે મન ચિંતા રે લાગી સૂની સેજલડીમાં ઝબકીને જાગી
મને વ્હાલાની લ્હે લાગી. રમવા. ૬
વૈશાખે વાવલીયા વાયા આંખ ઉઘાડી ચોદશ જોયા,
આંસું પાલવડે લોહ્યાં. રમવા. ૭
જેઠ માસે જગજીવન આવે વૈષ્ણવ સર્વે વધામણી લાવે,
વાલો મારો કાંઈએ ન કહાવે. રમવા. ૮
અસાડે હું અબળા નારી જોબન દરિએ પૂરછે ભારી,
પિયુંના વચનને વિસારી. રમવા. ૯
શ્રાવણ તો સરવડીએ રે વરસે નદીએ નીર ઘણાં રે ઢળશે;
વાલો મારો શી રીતે ઉતરશે. રમવા. ૧૦

ભાદરવો ભર દરિએ રે ગાજે લીલાં વન નવ પાલવ છાજે,
વાલો મારો કાંઈ નવ લાજે. રમવા. ૧૧
આસો માસે દેવ દિવાળી લોક વણે સૌ સેવ સુંવાળી,
વાલા વિના તે જમે કોણ વાળી. રમવા. ૧૨

## ૨૭ સાખીઓના મહિના.

મારા શામ સુંદર શ્રી રામરે કેને આશરે રહીએ,
મારા પદ પદ માની પ્રણામરે લલના સંગ લહીએરે;
ઘર બાર અલગ ધન સ્યામરે, મારા સમ નવ જઈએ, ટેક.
કારતક કેમ કરી કાઢીએ જુગ જેવી પળ જાય,
તાર નથી જે તોડીએ પણ મળવાને મન અકળાય રે. મારા. ૧
જોબન દરિયા ધુધવે પિઉ દેશાવર દૂર,
અજાણ્યા અણ અનુભવી તે શું નીરનું જાણે નૂર રે. મારા. ૨
માગસરે ઘેર વિજોગણી પિઉ પરદેશ પરમાણ,
ખવાય અળગું ખોળીયું જેના પરવશ પડીયા પ્રાણ રે. મારા. ૩
જળથી જૂદી માંછલી રાખો કરી વિવેક,
વારૂં મારા વાલમા એના પ્રાણ ન રહે પળ એક રે. મારા. ૪
પોસે પ્રિતમ પ્રિતડી વિરહ બાણ વા વહાય,
એ ઘાયલને અંત નહી એનાં તન તરફડીઆં ખાય રે. મારા. ૫
ખાવું પીવું ખેલવું ઓઢણ પેહેરણ અંગ,
બોલવું ચાલવું બેસવું એને પોઢવું ન ગમે પલંગ. મારા. ૬
માહે મન તલખે ઘણું જુરે વિજોગણ નાર,
લક્ષ વિંછીની વેદના ઉપજે ચિતમાં અનેક વિચાર રે. મારા. ૭
ફાગણે હોળી ફાલતી ફાગ રમે સૌ કોઈ,
એક હોળી મારે આંગણે બીજી હૈયે હોળી મારે હોય રે. મારા. ૮
ભીતરમાં ભડકા બળે જન દેખે નહીં ઝાળ,
વળખાં મારે વિષ વિધે જેને ડસીઓ વિરહ વ્યાધી વ્યાળ રે. મારા. ૯
ચૈતરે ચકોર ચિતની શશી વિદેશી સામ,
ભર જોબનમાં એકલી એતો દાઝ્યા ઉપર જેમ ડામ રે. મારા. ૧૦

સુભાગીયાં જે સારસાં સજોડ સ્નેહ સહિત,
કેમ કરી વસીએ એકલાં રાણીજાયાં જનમની એ રીત રે. મારા. ૧
વા વાયા વૈશાખના આંબે આવી સાખ,
ભોગી ભમે વિદેશમાં થાએ રદય બળી બળી ખાખ રે. મારા. ૧૨
મુંગાને સ્વપ્નું થયું મનમાં રહી મુઝાય,
પ્રિતનું તો પારખું જે જીભે કહ્યું નહી જાય રે. મારા. ૧૩
જેઠ તણા તડકાં પડે લાય જેવી લુ વાય,
સૂના મંદિર માળીઆં સૂની સેજલડી ખાવા ધાય રે. મારા. ૧૪
જાય ન રજની દિન જાતાં રાત ગયે દિન ન જાય,
વિરહ દુઃખમાં મહા વેદના એ તે નજરે જોઈ કેમ જાય રે. મારા. ૧૫
અસાડ ઝબકે દામની ધન ધરજે નભમાંય,
બપઈઆ પેઉ પેઉ કરે સૂણી વીરહણી વ્યાકુળ થાય રે. મારા ૧૬
દેવ દાનવ પશુ પક્ષી માનવ તાં કોણુ માત્ર,
જીવતાં પ્રેત વિજોગીયું ગાળ વિરહ વિરહી જન ગાત્ર રે. મારા. ૧૭
શ્રાવણ વરસે સરવડે નદિએ આવે નિર,
નીલી ભૂમી ભાસે ભલી ગાજે તરૂવર ઘોર ગંભીર રે. મારા. ૧૮
ઘોર અંધારી રાતડી ઝરમર વરસે મેહ,
આંખેથી આંસું ઢળે જેનો સ્વામી તજી ગયો સ્નેહ રે. મારા. ૧૯
ભાદરવો ગાજે ભલો રાજવી સૌ વઈભોગ,
અંગમાં રઉરવ રોગએ જેને વાહાલાનો થાય વિજોગ રે. મારા. ૨૦
ચંપાં ચંપેલી મોગરા નવપલવ વન વાહાય,
વિરહણી જાત સવાશીયો તેતો સોશે સૂકાઈ જાય રે. મારા. ૨૧
આસો આવ્યાં નોંરતાં રમે જમે નર નાર,
દિવસ દિવાળી દોહલા તેતો જાણે જગત કરતાર રે. મારા. ૨૨
દંપતિ અંગ ઉમંગમાં ગાન તાન ગીત રંગ,
અંગ રંગ અદભુત યથા જય જયકાર જણાવે અનંગ રે. મારા. ૨૩
મન મોહન અધીક માસથી થાય પ્રભુ પરસન,
સંગ સીતા જેમ રાખીયાં તેમ ટળે વિરહ વ્યાધી દન રે. મારા. ૨૪

# ૨૮ ભુમાનંદના મહિના.

સખી કારતક કેમ કરી જાય મોહન મેલી ગયા,
ખાલી મંદિર ખાવા ધાય દિવસ દુઃખના રહ્યા.
સખી સૂની દેખીને સેજ અંતરમાં અતિ બળે,
મૂકી પેઉ ગયા પરદેશ શોક શેણે ટળે.
સખી પળ જુગ જેવી જાય દિવસ કેમ નિસરે,
દીધું સુખ દેખાડીને હેત વિસાર્યું ના વિસરે.
સખી દિલમાં લાગ્યા દાહ પડી હું પરજળું,
હવે ભુમાનંદનો નાથ આવે કયારે મળું. ૧
સખી માગસરે મહા દુઃખ થાય પિઉ ગયા પરહરી,
નથી સંસારમાં સુખલેશ વહાલા વિજોગે કરી.
સખી વારી વિનાનાં મીન શેણે થાય સુખીઆં,
તેમ તલફીને પડશે તંન દારૂણ અમે દુખીઆં.
કરૂં પિઉ પિઉ પોકાર ઉભી જોઉં વાટડી,
મારૂં થઈ ગયું પંજર શરીર ન ફાટે છાતડી.
સખી નરણાંમાં વરસે નીર આગ જળે અંતરે,
આ ભુમાનંદના નાથ નાખી પરતંતરે. ૨
સખી પોસે પિઉનો વિજોગ લહાવો શો લીજીએ,
આ હવે દિલના દુઃખની વાત કોના આગળ કીજીએ.
સખી સૂના ચૌદે લોક ચડે મારી નજરે,
હવે સજીએ શા શણગાર ના આવે નજરે.
મને ઉતારી ઉંડે કુંપ વરત વાહાડી ગયા,
મેલી અબળા બાળે વેશ એને ના આવી દયા.
ગયા પૂરી પિંજર માંહી ઝુરી ઝુરીને મરૂં,
આવે ભૂમાનંદનો નાથ તો દર્શન કરૂં. ૩
એવો મહા દુઃખનો દરીઆવ પાર કેમ પામીએ,
મને મેલી તેની મધ્ય તણાતી સ્વામીએ.

મારો પાપી પ્રાણ ના જાય દોસ કેને દઈએ,
તેતો વેરી વિધાતાનો વાંક એમ સમજી રહીએ.
સખી ઉછેર્યા અમ્રત પાઈ ભીડીને ભુજમાં,
તેણે કર્યો અમરો ત્યાગ તેતો વાંક મુજમાં.
સખી પિઉ રિઝવ્યાની રીત વાલે બહુ વાવડી,
આ ભુમાનંદના નાથ મુંને નાં આવડી. ૪
સખી ફુલ્યો ફાગણ માસ વસંત વહી જાયછે,
હવે કો સંગ ખેલું ફાગ ઉચાટ એ થાયછે.
વાલો બાંધી વસંતી પાઘ સુંદર છોગાં મેલતાં,
ગળે પહેરી ગુલાબના હાર રંગે શું રેલતા.
ભરજોબન મારૂં જાય વ્રથા વાલા વિના,
હવે શો કરીએ ઉપાય થાય બખશીશ ગના.
સખી હોળી હૈયા માંય વાલા વિજોગે બળે,
દેખું ભુમાનંદનો નાથ શોક ત્યારે ટળે. ૫
સખી ચૈતરે ચીતમાં ક્ષોભ અતિશય થાયછે,
મારે પિઉ વિના પળ એક જુગ જેવી જાયછે.
સખી મોહન મળવાની એક અંતરમાં ધાંખડી,
જોઈ જોઈ જીવનની વાટ ખોઈ મેંતો આંખડી.
સખી અબળા એકા એક મરીશું રડવડી,
કેમ જાઉં પીઉની પાસ દિશા એકે ન જડી.
સખી વિરહ વતીનો તાપ અંતરનો ત્યારે ટળે,
જ્યારે ભુમાનંદનો નાથ ભીડી ભુજમાં મળે. ૬
સખી વૈશાખે વળ્યાં વન વાલો હજી ન વળ્યા,
નાવે નિદ્રા ના ભાવે અન ક્યારે થશે ભેળા.
અતી અંતર વિરહનો તાપ ઉંપર લુ વાયછે,
સેણે શિતળ થાય શરીર ઉચાટ એ થાયછે.
મને મેલી મહા વનમાંય હેડી હાલી ગઈ,

મારા દીલના દુઃખની વાત કેને જાએ કહી.
સખી એક ન રહ્યો આધાર કયાં જઈ થોભીએ,
હવે ભુમાનંદના નાથ વીના શું શોભીએ. ૭
સખી જેઠે જગજીવન મને મેલી ગયા,
મેતો કર્યા અતિ કલ્પાંત તોએ ના આવી દયા.
સખી અબળાનું શું જોર ચાલે જે રાખીએ,
થઈ નાથ વિના નિરાશ નિશાશા નાખીએ.
સખી પીયુ સંગ રમવાની હાંમ હૈયામાં રહી,
ખોઈ રસિક સિરોમણુ શાંમ કંગાળ હું થઈ.
કાઢી સુખ સાગરથી બાહાર નાખી દુઃખ દરીએ,
હવે ભુમાનંદના નાથ વિના શું શોભીએ. ૮
આવ્યો અસાડ ચમકે વીજ ગાજે મેઉલા ઝરે,
બોલે બપૈયા દાદુર મોર કોયલ ટૌકા કરે.
કોરે કાળજ એના બોલ અંતરમાં ઉડાગરી,
ચલી ગોર અંધારી રાત વીને શેણે કરી.
નવ જોબન એળે જાય પીયુને કયારે મળું,
અતી અંતર વિરહનો તાપ તેણે હુંતો બળું.
દેખી ધન સજી સણગાર ધારા નીલી થઈ,
નાવ્યા ભુમાનંદનો નાથ તેણે હું સૂકી રહી. ૯
સખી શ્રાવણે વરસાદ તો વરસે સરવડે,
તેણે નાવ્યા નદીએ પૂર સરોવર ભર્યા જળવડે.
પાકયાં તરણુ વેલીઓ અન શરા આવી સહુને,
પીયું વીના પતીવ્રતા નાર દેખે દુઃખ બહુને.
સુંને મંદિર અબળા હું એક જાય કેમ જામની,
બોલે તમરાં અંધારી રાત કંથવિના કામની.
અમને અધુર અમરત પાઈ રાખ્યાંછે સુખીઆં,
હવે ભુમાનંદના નાથ વીનાના દુખીઆ. ૧૦
સખી ભાદરવે ભરપુર નદીઓ જાયછે,

તેતો સાગરનો સંગમ થવાને ચાયછે;
મને પીયુ મળવાની પ્યાસ અંતરમાં તો ઘણી,
પણ કેમ કરી થાય મેળાપ ન સરજી પંખણી.
શરદ રૂતેમાં આવજો શામ રંગ ભર્યા રમીએ,
પાકાં સરવે નવાં નવાં અન જમાડીને જમીએ;
સખી શોભે નહીં શણગાર અંગે તે શુ ધરૂં,
હુંતો ભુમાનંદના નાથ વિના અડવી ફરૂં. ૧૧
જાય ઊત્તમ આસો માસ દિવસ દીવાળીરે,
ઉભી જોઉ જીવણુની વાટ મારગ સામું ભાળીરે;
લખું કાગળ કોય લઈ જાઓ આપો મારા નાથને,
હુંતે કેમ કરી રાખું પ્રાણ કોહો જોડી હાથને.
ગયા વીતી બારે માસ સંદેસો ન મેલીઓ,
મારા દીલમાં દુઃખનો આજ રીણાવર રેલીઓ;
મારી વીનતી વાંચીને વાલા ઉતાવળા આવજો,
ભુમાનંદ કહે નહીં તો મને નાથ તુરત તેડાવજો. ૧૨



## ૨૯ થોભણના મહિના.

કારતક માસે મેલી ચાલ્યા કંથરે વાલાજી,
પ્રિતલડી તોડીને આણો અંત મારા વાલાજી;
પિઉજી મારા શું ચાલ્યા પરદેશરે વાલાજી,
મંદીરીઆમાં મેલ્યાં બાળેવેશ મારા વાલાજી.
ભરદરિઆમાં મેલી મુજને વેહેતીરે વાલાજી.
આવડલી વાતો તો હું નવ લેતી મારા વાલાજી;
હુંતો જાણતી ઉજળું એટલું દૂધરે વાલાજી,
જાવાને દિવસડે માંડયાં જુદ્ધ મારા વાલાજી.
સાગરીઆ તમે સીદ થયાછો ખારારે વાલાજી,
કો આગળ જઈ કરીએ દુઃખ વિસારા મારા વાલાજી;

તમે અમારા દુખડાંના છો જાણુરે વાલાજી,
પ્રીતલડી ઉપર બંધાણા પ્રાણ મારા વાલાજી.
થોડેને દિવસડે અમને મળજોરે વાલાજી,
થોભણના સ્વામીજી વેહેલા વળજો મારા વા. ૧
માગસર મહીને મંદીર ખાવા ધાયરે વાલાજી,
એકલડી દાસીના દીન કેમ જાય મારા વાલાજી;
શરીર મારૂં સરપ તણોછે ભારોરે વાલાજી,
ઉગરવાનો નથી એકે આરો મારા વાલાજી.
જાય મારૂં જોબનીયું ભરપુરરે વાલાજી,
આવે દિવસે કંથ ગયા કેમ દુર મારા વાલાજી;
નાગરવેલતો નીર વિના સુકાયરે વાલાજી,
મુળમાંથી ઉપજી વ્રેહની લાય મારા વાલાજી.
વાહ્ના તમારી વાડીઓ વનસી જાયરે વાલાજી,
ટોયાવિના તો પંખી બેઠાં ખાય મારા વાલાજી;
ધણીવિનાતો નીધણીઆં લૂટાયરે વાલાજી,
ગોકુળમાં કોની ઓથે રહેવાય મારા વાલાજી.
પિઉજી મારા પૂરણ કીરપા કરજોરે વાલાજી,
થોભણના સ્વામીજી વેહેલા વળજો મારા વા. ૨
પોસ માસે પડીઆ અમને સોસરે વાલાજી,
તેડાવો જોશીડા જુવે જોશ મારા વાલાજી;
શા કારણથી નાવ્યા સુંદર શામરે વાલાજી,
તરછોડીને ચાલ્યા ગોકુળ ગામ મારા વાલાજી.
બેઉ બંધવના લખજો કુશળ ક્ષેમરે વાલાજી
વધામણી વાંચંતાં વાધે પ્રેમ મારા વાલાજી;
હૈયામાંથી નથી હોલાતો ખટકોરે વાલાજી,
કાગળીઓ લખી મોકલજો કડકો મારા વાલાજી;
સહી વિનાતો હડતાલો દેવાઇરે વાલાજી,
ભુધરજી તમે કેમ ભૂલ્યા ચતુરાઇ મારા વાલાજી;

ચતુર હોય તેને ચારે દિસે ફુમરે વાલાજી,
શામળીઆ સાંભળજે મારી બુમ મારા વાલાજી;
ઘડી ગણુંતાં માસ ગયાછે ત્રણુરે વાલાજી,
ચોભણુના સ્વામીજી રાખો શરણુ મારા વાલાજી. ૩
મહા મહિનાની સેજલડીછે સુનીરે વાલાજી,
ગાતરની ઘાટડીએ ભીડું કેની મારા વાલાજી;
બાંહલડી તે કેની કંઠે નાંખુંરે વાલાજી,
હૈયાના હીડાલા મનમાં રાખું મારા વાલાજી.
વાવલીઆ ઠંડા શિતળ વાયરે વાલાજી,
હિમાલો હાલ્યો તે કેમ રહેવાય મારા વાલાજી;
અમઉપર તે દુઃખનો ડુંગર વાળ્યોરે વાલાજી,
શા માટે શિઆળો ઘેર ના ગાળ્યો મારા વાલાજી.
તેજ અમારી આંખ તણાં તો ઉલ્યાંરે વાલાજી,
હરણાંનું હસવું ને રમવું ભુલ્યાં મારા વાલાજી;
દેહ તણાં તો દુખડાં કોને કહીએરે વાલાજી,
આંસુડાં ગાળીને થાક્યાં રહીએ મારા વાલાજી.
ઓચીંતાં આવીને પડીઆં દુખડાંરે વાલાજી,
ચોભણુના સ્વામીજી આપો સુખડાં મારા વા. ૪
ફાગણમહિને ફુલ્યાં સુંદર ફુલરે વાલાજી,
એ દેખી અંતરમાં ઉપજે સુલ મારા વાલાજી;
વસંત રૂતુમાં વિરહ ઉઠેછે ભારીરે વાલાજી,
જન્મતાં ઝેર દઈ કેમ ન મારી મારા વાલાજી.
મા પેલાં આહીરડાં ખેલે હોળીરે વાલાજી,
સરખી સહીઅરની મળીછે ટોળી મારા વાલાજી;
ચોવા ચંદન ઉડે અબીલ ગુલાલરે વાલાજી,
ભેર ભુગળને વાગે મૃદંગ તાલ મારા વાલાજી.
જોરે બનીછે ઘેરીઆંની ટોલીરે વાલાજી,
ઓ પેલી પાડોશણુ રંગમાં રોળી મારા વાલાજી;

હરિ અમારે હૈડે હરખ ના માયરે વાલાજી,
ગોકુળની ગોપીઓ તમને ગાય મારા વાલાજી.
આ વેળા તમે આકાશથી ઉતરજોરે વાલાજી,
બોભણુના સ્વામીજી વારે ચડજો મારા વાલાજી. ૫
ચૈતરમાસે મો'રી તારી વાડીરે વાલાજી,
ફરમાયા ત્યાં તેને કુંપળ કાહાડી મારા વાલાજી;
વંદ્રાવનમાં ભારે દાડમ ફાલ્યાંરે વાલાજી,
બીતરીઆમાં ભારે દુખડાં સાલ્યાં મારા વાલાજી.
ભાત ભાતનાં ફુલડાં ફુલ્યાં બોળાંરે વાલાજી,
લીલાં ને પીળાં રાતાં ધોળાં મારા વાલાજી;
કાળી કોયલ બોલે મધુરા મોરરે વાલાજી,
ભમરા ગુંજાર વના ઉડે શોર મારા વાલાજી.
ડમરો મરવો ગુલાબ ને ગુલતોરારે વાલાજી,
છોગલડા મુકવાને આવો ઓરા મારા વાલાજી;
અગર ચંદનની શોભા નથી અધુરીરે વાલાજી,
તેના તળે તો બેસુ સભા પુરી મારા વાલાજી.
જળ જુમનાંનાં છાંટણીઆં છંટાવુંરે વાલાજી,
બોભણુના સ્વામીજી તમને ભાવું મારા વાલાજી. ૬
વૈશાખ માસે વાટ તમારી ન્યાળુરે વાલાજી,
આંખલડી ઉઘાડી ચોદશ ભાળુ મારા વાલાજી;
જંખનામાંતો જાયછે આઠે પોરરે વાલાજી,
મંદીરઆમાં નથી વેહેતુ સોર. મારા વાલાજી.
જીવ અમારો આકુળ વ્યાકુળ થાય રે વાલજી,
ઘડીએકમાં તો જન્મારો વહી જાય. મારા. વાલાજી;
દુખડાંમાંથી સુખનો લેતાં લાભરે વાલાજી,
ઓચીંતાં અમ ઉપર પાંડયાં આભ મારા વાલાજી.
જળનાં જીવડાં દળ વાદળ કેમ રહેશે રે વાલાજી,

તરણા ઉપર મેરૂ કેમ રહેશે મારા વાલાજી;
કીડી ઉપર કટક ચડાવી લાવ્યા રે વાલાજી,
બ્હાલપણામાં વિખના છોડ વાવ્યા મારા વાલાજી.
શું નાખોછો તાણીને તરછોડીરે વાલાજી,
ઘોભણનાસ્વામીજી કહું કરજોડી મારા વાલાજી. ૭
જેઠ માસે જોઈ રહી છું ઠેઠરે વાલાજી,
ઉનાળો ઉલ્યો પણ નવ થઈ ભેટ મારા વાલાજી;
ઘડી ગણતાં માસ ગયાછે આઠરે વાલાજી,
આગળ આવ્યા અસાડાના ગાટ મારા વાલાજી.
જીવણજી તમને બહુ ઘણી લુ વાશેરે વાલાજી,
ઉનાળાની આંચે દેહ કરમાશે મારા વાલાજી;
પીળડા તારી કુમ કુમ વરણી મેળરે વાલાજી,
મંદીરીએ આવીને ચંદન ચોળ મારા વાલાજી.
વિંજણીએ તે વાવલીઆ ઢોળાવુંરે વાલાજી,
શીતળ જળ ઝારીઓ આગળ લાવું મારા વાલાજી;
તારે અર્થે આંગણું સ્વચ્છ કરાવુંરે વાલાજી,
શીતળ વા સંઘાતે રાસ રમાવું મારા વાલાજી.
જાદવ તમને ઝીણાં વસ્ત્ર પેહેરાવુંરે વાલાજી,
ઘોભણના સ્વામીજી લાડ લડાવું મારા વાલાજી. ૮
અસાડ માસે આવી મેઘ ધડુકેરે વાલાજી,
વીજળીઓ ચમકે ને જોર ઝબુકે મારા વાલાજી;
અવધ ઉપર સરવે આવી ઉભુંરે વાલાજી,
શામળીઆજી કોની સંગે શોભું મારા વાલાજી.
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે વાલાજી,
પ્રેહજી મારા કોનાં ઓઢાં લેશ મારા વાલાજી;
આ ચોઘડીએ એવો ઉપન્યો નેહરે વાલાજી,
પ્રાણ તજું કે પાડું મારો દેહ મારા વાલાજી.

ક્યાં જાણું જે ભેરવ જળ ઝંપળાવુંરે વાલાજી,
કાશીએ જઈને કરવત મુકાવું મારા વાલાજી;
ક્યાં જાણું જે જોગ ધરીને જાવુંરે વાલાજી,
તારે તે વિજોગે ચોદશ ધાઉં મારા વાલાજી.
જોયા વિના તે જંપજ નથી વળતારે વાલાજી,
ચોભણના સ્વામીજી સે નથી મળતા મારા વાલાજી. ૯

શ્રાવણ માસે સરવડીઆંની ઝડીઓરે વાલાજી,
હેલીની નથી ઉઘડતી ઘડીઓ મારા વાલાજી;
વા વાદળને વાયછે બહુ સુરરે વાલાજી,
નાની મોટી નદીએ આવ્યાં પૂર મારા વાલાજી.
કંથ વિના કામનીએ કેમ ખમાશેરે વાલાજી,
પરદેશી પેઉડાની પ્રીત જણાશે મારા વાલાજી;
જે કાનુડે કંસનું કર્યું નિરધનરે વાલાજી,
તે કાનુડો કોનું ઠારે મન મારા વાલાજી.
આ વાલાનો અધુરો ઘર વાસરે વાલાજી,
માસી મારી તેનો શો વિશ્વાસ મારા વાલાજી;
ઢોરાં ચાર્યા તેનો તે શો તોલરે વાલાજી,
વાટે ને ઘાટે દો જૂઠા બોલ મારા વાલાજી.
ભુધરજી તમે ભરૂવાડ વટ રાખીરે વાલાજી,
ચોભણના સ્વામીજી જુવો આંખી મારા વાલાજી. ૧૦

ભાદરવે ભર નિંદ્રા લાગી મીઠીરે વાલાજી,
સ્વપ્નામાં તો તારી મુરતી દીઠી મારા વાલાજી;
માથે મુગટ પિતાંબર છે પેહેર્યારે વાલાજી,
તીલક છાપને ટપકાં કેસર કેરાં મારા વાલાજી.
પાતળીઆનો પટકો જોઈને અટકીરે વાલાજી,
તે વેળાએ દુખડાં ચાલ્યા છટકી મારા વાલાજી;
કાને કુંડળ કોટે મોતી હારરે વાલાજી,

જરકશીને જામે ઝળકે તાર મારા વાલાજી.
વાંસડલીની વરણાગી શું કહીએરે વાલાજી,
ઘુઘરીઓ દેખીને ઘેલાં થઈએ મારા વાલાજી;
વધામણીતો આવે વારં વારરે વાલાજી,
થોભણનાસ્વામી મળ્યોમોરાર મારા વાલાજી. ૧૧
આસો માસે આવી વાયસ બોલેરે વાલાજી,
ચોકમાં આવીને ચાસ ડોલે મારા વાલાજી;
વધામણી કોઈ લાવે આણી વારરે વાલાજી,
કંઠેથી આલું એકાવળ હાર મારા વાલાજી.
તરીઆ તોરણ બાંધું મારે દ્વારરે વાલાજી,
ઘરમાં ઘાલું કુમ કુમ વરણી ગાર મારા વાલાજી;
સોનાને શ્રીફળે પૂરૂં થાળરે વાલાજી,
ભેર ભુંગળ વજડાવું મૃદંગ તાળ મારા વાલાજી.
ચાલો સુજની વૈકુંઠનાથ વધાવ્યારે વાલાજી,
થોભણના સ્વામીજી મંદીર આવ્યા મારા વાલાજી;
બારે માસે આવી ઝાલ્યો હાથરે વાલાજી,
મોતીડે વધાવ્યા વૈકુંઠનાથ મારા વાલાજી. ૧૨

---

## ૩૦ ક્રષ્નનાથના મહિના.

કારતક માસે ક્રષ્ણનાથ પ્રદેશે ચાલીઆરે લોલ,
જઈને વસીયા કુબજા ઘેર મથુરે માલીયારે લોલ. ૧
માગસરે મેંહર કરો મહારાજકે શ્રી નંદલાલજીરે લોલ,
જસોદાજીના જાયા કાંનકે શ્રી નંદલાલજીરે લોલ. ૨
પોસે પુરસોતમ વ્રજરાય કે મંદીર આવજોરે લોલ,
નહીંતો મારા સમ મહારાજ સંદેસો કહાવજોરે લોલ. ૩
માહે મોહન મુરતી જોઈ મોહ મનમાં રહ્યોરે લોલ,
ઓધા જઈને કહેજો વાતકે આવો ભોવનમાંરે લોલ, ૪

ફાગણ માસે સૌ નરનાર કે હોળી ખેલતાંરે લોલ,
એકલી મંદીર સ્વામીનાથ દુઃખે દીન ઠેલતાંરે લોલ. ૫
ચૈતરે ચિત્ત રસિયામાં લાગ્યું કોઈ ગમે નહીંરે લોલ,
ઓધાજીના સુંદર સ્યાંમ થાકયાં કહી કહીરે લોલ. ૬
વૈશાખે વાટો જોતાં નાથકે મંદિર નાવીઆરે લોલ
ઓધા આવ્યા તમો આજકે સંદેસો લાવીઆરે લોલ. ૭
જેઠે જુગજીવંન મહારાજકે શરણે રાખજોરે લોલ,
એકવાર આણી મુજપર મેહરકે દરશણ દાખજોરે લોલ. ૮
અસાડ માસે બોલે મોર બપૈઆ પેઉ કરેરે લોલ,
ઘેરે નાવ્યા નંદકુમાર કે મુજ દુઃખ કોણ હરેરે લોલ. ૯
શ્રાવણે શામળીઓ ભરથારકે પ્રિતે પામીઆંરે લોલ,
દુર જઈ વસીયા શ્રી વ્રજરાયકે નેણે નીર ઝાંમીયાંરે લોલ. ૧૦
ભાદરવે ભોવનમાં ભરથાર ધીર કયાંસુધી ધરૂંરે લોલ,
મોહન મંદીર આવો આજ રૂડી સેવા કરૂંરે લોલ. ૧૧
આસોએ આનંદ ઓછવ ઘેરકે સ્વામી આવીઆરે લોલ,
મેંતો ભરી મોતીની થાળકે પુષ્પે વધાવીયારે લોલ. ૧૨
અધિક માસ રૂડો ઉત્તમકે જપ તપ દાનનોરે લોલ,
ભજો સૌ મળી નર નારકે નાથ ભવાનનોરે લોલ. ૧૩

---

## તિથિઓ તથા વાર.

### ૧ તિથિ.

પડવેતે પ્રભુજી પધાર્યારે શ્રી ગોકુળમાં ગિરધારી,
વાહાલા મથુરા મેલીને ઘેર આવોરે વાટ જુએછે વ્રજનારી. ૧
બીજેતો બીજે દિવસરે નીત્ય ઉઠી પંથડા જોતી,
આંખલડી આંસુંધારારે મુંજને મેલી શું રોતી. ૨
ત્રીજેતો તન હમારૂંરે મન મારૂં મેં વશ કીધું,
ફરી મુખ સામું નવ જોયુંરે વહાલપણામાં વિખ દીધું ૩

ચોથેતો ચતુરા નારીરે ચારે દેસે ન્યાળું છું,
જાણે અલબેલો આવેરે આશાએ દિવસ ગાળુંછું. ૪
પાંચમે પંડ અમારૂંરે પાકુ પાનડ થઈ રહીછું,
વશ થઈ રહ્યાછે વાહાલારે ભાન બધું ભુલી ગઈછું. ૫
છઠીના લેખ લખીનેરે વીંધાએ સારાં શાં કીધાં,
સુંદર વર અમને આપીરે કુબજાએ કામણ કીધાં. ૬
સાતમે સૈયર મોરીરે સાગર દુઃખ કેમ સેહેવાશે,
મારે વાહાલે વિજોગ પાડયારે નાથ વિના કેમ રહેવાશે. ૭
આઠમે અબળા નારીરે ઉછેર્યા અમૃત પઈને,
વંદ્રાવન રાસ રમાડીરે વળતી મેલ્યાં શું વહીને. ૮
નુંમેતો નંદના લાલારે નાથ નમેરા નવ થઈએ,
દીલડાંની દીલ માંહેછેરે અંતરની કોને કહીએ. ૯
દશમે દેહી હમારીરે દાઝેછે મોહન મીઠા
અવગુણના કાગળ લખીઆરે દોશ અમારા શા દીઠા. ૧૦
પ્રભુ એકાદશી અપવાસીરે જાણે જીવનજી આવે,
વદેછે વિનતા વાણીરે હરિને તેડી કોણ લાવે. ૧૧
બારસે બાલપણાનારે હરિ બળવંતા બહુનામી,
અબળાની અરજ સાંભળજોરે વારંવાર કહું શીશ નામી. ૧૨
તેરસે તનમાં ચટકોરે નથી વિસરતા નંદલાલા,
સૌ ગોપીઓ થઈછે ઘેલીરે ઘેર આવો વ્રજના વાલા. ૧૩
ચૌદસે ચિત હમારૂંરે નથી રહેતું ઠેકાણે,
તમે જઈ રહયાછો વાલારે મથુરાં મેલી આ ટાણે. ૧૪
પુનમે પ્રભુજી પધાર્યારે સૌ ગોપીઓ મળવા ચાલી,
હવે પંદર તથો થઈ પૂરીરે ઘેર આવ્યા કીધી વાલી. ૧૫

---

## ૨ તિથિ.

પડવેની પણ પ્રિત ગત મત ભૂલીરે,

મારા હરિ વિના એક વાત સરવે સુનીરે. ૧
બીજેતો બાળે વેશ રહીછું બાળીરે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રિભોવન નાથ રાજ સધારોરે,
હરી આવોને આપણુ ઘેર હેત વધારોરે. ૩
ચોથે ચતુરા નાર ચોદેશ જોતીરે,
આ પાલવડે દીન રાત આંસુંડાં લોતીરે. ૪
પાંચમના પડદા હરિ શું ખોલોરે,
આ પ્રેમ રસ કેમ પીવાય હસીને બોલોરે. ૫
છઠીના લખીઆ લેખ તે કેમ ટળશેરે,
મારે પેલા જનમની પ્રિત આવી મળશેરે. ૬
સાતમના સંતાપ હરિ શા અમનેરે,
આ શું કહીએ મહારાજ લાજ નહીં તમનેરે. ૭
આઠમનો આનંદ ઓચ્છવની હેલીરે
મારે સોળ ગોપીઓનો સાથ ફરૂંછું ઘેલીરે. ૮
નુંમે નમેરા નાથ નમેરા ના થઈએરે,
આ ગોકુળીઉ મેલીને મથુરાં ના જઈએરે. ૯
દશમની દીન રાત દેહી મારે દાઝેરે,
ઘેર નાવલીઆ રિસાય તે ઘણું સાલેરે. ૧૦
એકાદશીનું વ્રત મારે કરવુંરે,
આ નાવું નીરમળ નીર ધ્યાન ધરવુંરે. ૧૧
દવાદશીને દહાડે દરશન દેજોરે,
મારા સામળીઆ ભગવાન સન્મુખ રેજોરે. ૧૨
તેરસના તો તંત હમારા ટુટેરે,
આ હરી હરી કરતાં હોઠ મારા સુકેરે. ૧૩
ચૌદશનાં ચરણાં હરી શું મોતીરે,
ઘેર રાધા સરીખી નાર મેલી રોતીરે. ૧૪
પુનમની પુજા રચી બહુ સારીરે,

ક્ાંઈ દરસણ કરવા જાય નરને નારીરે. ૧૫
પુનમતો પંદર તથો થઈ પૂરીરે,
આ ગાય દવારકાનો દાસ રહી ન અધુરીરે.

---

## ૩ તિથિ.

સખી પડવેના પડીઆ પંથ નાથજી નાવ્યારે,
ઘણા કઠણ થયા નંદલાલ સંદેશાના કાવ્યારે. ૧
સખી બીજેતે બીજી વાત કહોને કહીએરે,
ઘેર નાવલીઓ નાનું બાળ વ્યાકુળ રહીએરે. ૨
સખી ત્રીજે ત્રીભુવન નાથ રાજ સધારોરે,
હરિ આવોને આપણ ઘેર હેત વધારોરે. ૩
સખી ચોથે વાયા વાય ઉડી જઈશુંરે,
ઉડી જઈશું ગોકુળીએ ગામ કોની ઓથે રહીશુંરે. ૪
સખી પાંચમે એક વાત કહુંછું તમનેરે,
ગોકુળ આવે ગોવિંદ કહેજોજી અમનેરે. ૫
છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે,
વિધાતાના લખીયા લેખ તે કેમ મટશેરે. ૬
સખી સાત દિપક નવ ખંડ જોવાનીછે આડીરે,
મૂજ બૂડતીની ઝાલી બાંય ઉગારે તારીરે. ૭
સખી આઠમનો આનંદ બહુ રંગ રાતોરે,
મોરલીમાં મધુરાં ગીત ગોવિંદ ગાતોરે. ૮
સખી નુમેતો જાઉં બ્રિજમાંય હરિને ચરણેરે,
મારો વાલોજી વરસોછે મેઘ જેમ તેમ ધારણીરે. ૯
સખી દશમે એક દિશ સુજે નહીં અમનેરે,
ઓ નંદ જસોદા માત શું કહું તમનેરે. ૧૦
સખી એકાદશી અમો તણી ના છાજેરે,
અમ ઉપર પડીએલા આભ કડકો ના ભાગેરે. ૧૧

સખી બાલપણાની પ્રિત હરિએ તોડીરે,
પેલી કુબજા કાળી સાથ હરિએ જોડીરે. ૧૨
સખી તેરશનો લાગ્યો રંગ ફાટયા ન ફુટેરે,
લીલુડો રાસ પ્રમાણુ હરિવર દીઠેરે ૧૩
સખી ચૌદ વિદ્યા ગુણુ જાણુ કંથ હમારોરે;
થોભણુના સ્વામીજી આજ હાર તમારોરે. ૧૪
સખી ઉગેલો પુનમનો ચંદ્ર સોર કરેલોરે,
થોભણુના સ્વામીજી આજ દિલમાં ઠરેલોરે. ૧૫

---

## ૪ તિથી.

પડવે પાતળીઆ ગિરધારી, મારે ઘેર આવજોરે લોલ. ૧
બીજે બાલક બોલ્યું બોલ, મેં સમજાવીઓરે લોલ. ૨
ત્રીજે ત્રણ ભોવનનો નાથ, મોતીડે વધાવીઆરે લોલ .૩
ચોથે ચંચળ બોલે નાર, હશીને બોલાવીઆરે લો. ૪
પાંચમે પગલાં ધરશે પ્રેમ, મારા મન ભાવતાંરે લોલ. ૫
છઠે છોગાળો ભગવાન, ભગતને તારશેરે લોલ. ૬
સાતમ સુંચ કરૂં મહારાજ, મથુરાંની વાટમાંરે લોલ. ૭
આઠમ અવતરીયા ભગવાન, ગોકુળીઆ ગામમાંરે લોલ. ૮
તુમે નીરખ કરૂં મહારાજકે, નિરખું નાથનેરે લોલ. ૯
દશમે માર્યો મામો કંસ કે, નંદજીને ભેટીઓરે લોલ. ૧૦
એકાદશી પરણી લાવ્યા નારકે, સતભામા વહુરે લોલ. ૧૧
બારસે વંદ્રાવનને ચોક, મોતીડે વધાવીયારે લોલ. ૧૨
તેરસે ધન ધોતી એક નાર, ગોકુળીઆ ગામનીરે લોલ. ૧૩
ચૌદસ ચૌદ ભોવનનો નાથ, મોતીડે વધાવીઆરે લોલ. ૧૪
પુનમે પૂરે સૌની આશ, હરિગુણ ગાઇ રહ્યારે લોલ.
માશે ધનો છોગાળો રાયકે, પ્રેમ રસ પાઇ રહ્યારે લોલ. ૧૫

---

# ૫ તિથી.

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે મડીમાં બિરાજેરે, જેવાં નદીઓ તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજ. રઘુપતિ. ૨
સખી ત્રીજે તે વનની ઝાડીરે, દસ ફળતો મંગાવેછે દહાડીરે;
સારી શોભે સિતાજીની વાડી, રઘુપતિ. ૩
સખી ચોથે કેવડીઓ બે'કેરે, ફાલ્યો ફુલ્યોને મોગરો મેકેરે;
એવી લીલી લટાઓ લેહેકે, રઘુપતિ. ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે;
રામ નામ ભણંતો ભાળ્યો, રઘુપતિ. ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે, રૂડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
બે મૂખનો મરઘ બનાવ્યો, રઘુપતિ. ૬
સખી સાતમે શ્રી હરિ સમર્યારે, વાડી ભેળી ઉડાડ્યા ભમરારે;
દુંખ સહીને ઉપાડ્યા ડમરા, રઘુપતિ. ૭
સખી આઠમે એને નિહાળ્યોરે, ધનુષ ધારીને મરગલો માર્યોરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ. ૮
સખી નોમે તે નાંખ્યો તીરરે, જઈ વાગ્યો મરઘને શરીરરે;
ધાજો ધાજો લક્ષ્મણ વિર, રઘુપતિ. ૯
સખી દશમે કહે લક્ષ્મણનેરે, બેલી વિરો બોલાવેછે તમનેરે;
આડી આણ દીધીછે અમને, રઘુપતિ. ૧૦
સખી એકાદશી ઉપવાસીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે;
રાવણ સિતાને લઈ ગયો નાસી, રઘુપતિ. ૧૧
સખી બારસે હનુમાન બળીયોરે, ઘેકી સમુદ્રને પાર નિકળીયોરે;
જઈ જોગમાયાને મળીઓ, રઘુપતિ. ૧૨
સખી તેરસે ત્રંબાળું બાગેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લાય લંકાંગઢમાં લાગે. રઘુપતિ. ૧૩

સખી ચૌદસે ચિત વિચારીરે, ફાજ વાંદરની રચી સારીરે;
રામે રાવણને નાંખ્યો મારી, રઘુપતિ. ૧૪
સખી પુનમે પ્રભૂજી આવ્યારે, થાળભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ.
સખી પંદરે તથો થઈ પૂરીરે, એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ. ૧૫

## ૬ તિથી.

અમો સમોતી નીરમલ મોતી પેહેરીને સંચરીઆં સૈયરો
માંયરે રાધા હરે રમો. ૧
પડવે પીતાંબર અંબર ધરીયાં ચમર ઢોળંતી વાય ઘુઘરા ધમકેરે. રા.
બીજે બહોળી કેસર ઘોલી પહેરીને સંચરીયાં સૈયરો માંયરે. રા. ૩
ત્રીજે તાલ પખાજ ધડુકે ધણધણતા ગુણ ગાઈએ ઘુઘરા ધમકેરે. રા. ૪
ચોથે ચકમકતી કાંને મોરલી સણસણતી સરણાઇઓ ઝાંઝર ઝમકેરે. રા. ૫
પાંચમેતો સેંથેસિંદુર અતી આનંદમાં ભરીઆં મોહોલાં માંયરે રા. ૬
છઠે છોટી નિરમળ મોતી પેહેરીને સંચરીયાં સૈયરોમાંયરે રાધા. ૭
સાતમે સાહેલી ઉલટીરે પૃથ્વી તણો આધાર જોવા જાદવરે રા. ૮
આઠમેતો ગોકળ આઠમરે મુકુટ ધર્યો મહારાજ ગોકુળ ગામરે રા. ૯
નુમે નવલાં ચીર વાલી વેંટીને ટોટી હલવે હેકેરે રાધા. ૧૦
દશમે કાંહાંન કુંવર જન્મીઆરે પૃથ્વી તણો આધાર કુળ અજવાળ્યાંરે રા
અગીઆરસતો એકાદશીરે મેડીએ ઓચ્છવ થાય થાળ ગાયરે રા. ૧૨
બારસેતો બત્રીસ ભોજન તેત્રીસ વર્ણાશાક જમવા જાદવરે રા. ૧૩
તેરસે તેડાં મોકલ્યાં શ્રી કૃષ્ણજી વેહેલા પધારો ગોકુળ ગામરે રા. ૧૪
ચૌદસે ચણીયા પહેરીઆરે સરખી સૈયરો માંય જોવા જાદવરે રા. ૧૫
પંદર તથોમાં પુનમ વડીરે ટીલડી તપે લેલાટ અણવા સોહીએરે રા. ૧૬

## ૭ વાર.

સખી આદીતે આનંદનીછે હેલીરે,
હું સ્વામી વિનાની આજ થઈછું ઘેલીરે. ૧

સખી સોમે તે શંકર ઉમીઆના સ્વામીરે,
કરી પુજા ધરીને પ્રેમ હરિવર પામીરે. ૨
સખી મંગળે મોહન મુરતી જોઈરે,
મારૂં તેમાં લાગ્યું ચિત્ત ગમે નહીં કોઈરે. ૩
સખી બુધેતે સૂનો બાગ હરિની વાડીરે,
માંહે લેઈ જાતાતા નાથ દાડી દહાડીરે. ૪
સખી ગુરૂએ ગિરધારી મુજને વાહાલારે,
ઓધવ જઈ કહેજો વાત આવો નંદલાલારે. ૫
સખી સુકરે શું સુખ મુજને દીધુંરે,
તમો ગયા તરછોડી નાથ અવળું કીધુંરે. ૬
સનીએ સુંદર સ્યામ પધાર્યા ઘેરરે,
મંદિરમાં મારે આજ લીલા લહેરરે ૭
ગાશે જે સાતવાર પ્રીત કરીનેરે,
એમ કહેછે બાલો દાસ મરણુ નહીં ફરીનરે. ૮

## ૮ વાર.

સખી આનંદ આદિતવાર સૈયર કહુંછુંરે,
મારે ગિરધરથી ઘરવાસ વ્રજમાં રહુંછુંરે. ૧
સખી સોમે તે પામી સુખ શીવજી ફળીઆરે,
પાર્વતીનો ભરથાર વ્રિજમાં મળીઆરે. ૨
સખી મંગળે મન જાય હરિને મળવારે,
મારૂં જન્મ જન્મનું પાપ સરવે ટળવારે. ૩
સખી બુધે તે આવી શુદ્ધ જોવા જઈએરે,
સૈયર છાંની નહીં વાત સુખીઆં થઈએરે. ૪
સખી ગુરૂ સરીખો વાર હરિને ગમેછેરે,
જેના કંઠે એકાવળ હાર રંગે રમેછેરે. ૫
સખી શી રીતે પામું સુખ સુકરવારેરે,
આ સિતા સરીખી નાર લંકાં દવારેરે. ૬
સખી સનીએ સંદેશો એક હરિને કહેજોરે,

આ મેહેર કરી મહારાજ સુખડાં દેજોરે. ૭
સખી ગાશે જે સાતેવાર પ્રેમે કરીનેરે,
કહેછે                દીલમાં ધરીનેરે. ૮

## ૯ તિથિ.

આ શો રૂડો બનશી વટનો ચોકકે, મળીમહી વેચવારે લોલ.
મારગ મળીયા મારા નાથ કે, મુંજને આંતરીરે લોલ.
ફોડયાં મારાં મહીનાં માટ કે, ગોરસ મારાં ઢોળીયાંરે લોલ.
ગોપી ચાલી નંદ દરબાર કે, ગોકુળ ગામનીરે લોલ.
વારો જસોદા તમારો કહાંન કે, નિત્ય આડી કરેરે લોલ.
ફોડયાં મારાં મહીનાં માટ કે, ગોરસ મારાં ઢોળીયાંરે લોલ.
જસોદાને ચટકે ચડીછે રીસ કે, લટકે નિસર્યારે લોલ.
હાથમાં લીધી કરેણુની સોટી કે, કૃષ્ણ કદમ ચડયારે લોલ.
ઉતરો ઉતરો મારા બાળ કે, કહુ એક વિનતિરે લોલ.
માતા જસોદા તમારી આણુ કે, ગોપી સરવે જૂઠડીરેલોલ.
પડવે પાતળીયા મહારાજ, મારે મન ભાવીયારે લોલ.
બીજે બાળક બોલે બોલ કે, મેં સમજાવીઆરે લોલ.
ત્રીજે ત્રણ ભોવનનો નાથ, મોતીડે વધાવીયારે લોલ.
ચોથે ચતુરા ચંચળ નાર કે, હરિને બોલાવીયારે લોલ.
પાંચમે પગલાં ધરજો પ્રેમ કે, મારે મંદિર આવજોરે લોલ.
છઠે છોગાળા ભગવાન, ભગતને તારજોરે લોલ.
સાતમે શબ્દ કરી મહારાજ કે, વંદ્રાવનમાંરે લોલ.
આઠમે જન્મ ધર્યો મહારાજ કે, ગોકુળ ગામમાંરે લોલ.
નુંમે નરત કરે મહારાજ કે, નંદજીને આંગણેરે લોલ.
દશમે મામો માર્યો કંસ કે, નંદજીના બેટડેરે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે, સતભામા વહુરે લોલ.
બારસે રાસ રમ્યા મહારાજ, વંદ્રાવનમાંરે લોલ.
તેરસે ધન ધુએ એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ.

ચૌદશે ચૌદ ભોવનનો નાથ, મોતીડે વાધવીઆરે લોલ.
પુનમે પૂરી મનની આશ, હરિ ગુણ ગાઈ વળ્યારે લોલ.

## ૧૦ તિથિ.

### (રાગ સાખી.)

રાખો તમ શરણે નંદલાલરે મારૂં મન મોયું,
મારે સાસું નણંદલનું સાલરે તમમાં તન પ્રોયું.
હેતે દાસી તણું જુઓ હાલરે નૂર અંગનું ખોયું,
પડવે પ્રિતમ પરવર્યા કહ્યું ન કહાવ્યું કાંઈ.
સૈયર શામ વિના હવે કોણુ મારી ગ્રહે બાંહ્યરે,
મારૂં મન મોયું. ટેક. ૧
બીજે દુઃખ પામું પરમ નડે પ્રિયની પ્રિત,
વાલા મટી વેરી થયા પહેલાં ચોરીને મારૂં ચીતરે. મારૂં. ૨
ત્રીજે તન મુંજ તરફડે મચ્છ જેમ વિણુ નીર,
રટન રાત દિવસ કરૂં મારૂં સોસઈ ગયું શરીરરે. મારૂં. ૩
ચોથે ચતુરા ચોદિસે જાઉં થઈ બેભાન,
આવું નહોતું જાણીયું કૂડો કપટી મૂકી જાશે કાનરે. મારૂં. ૪
પ્રાણુ સખી પાંચમ દિને પડી કરૂં પોકાર,
નડે વિરહની વેદના મને છાનો માનો માર્યો મારરે. મારૂં. ૫
છઠે છેલ છબીલા તણું સ્મરણુ કરૂં દિન રાત,
વાત કહું આ કહાનને રૂવે કોઠીમાં ચોરની માતરે. મારૂં. ૬
સાતમે સાંભળ સખી કરવા મુંજથી પ્રેમ,
વ્હાલ પ્રથમતો વાપર્યું થયો કપટી કહાન હવે કેમરે. મારૂં. ૭
આઠમે મેં હેતથી સોંપ્યું તન મન ધન,
જાણ્યું જીવન પ્રાણુ મુંજ થયો કપટી જશોમતિ તનરે. મારૂં. ૮
નોંમે નયણુ ભરાયછે આંસું પડે અનંત,
સુધા દેખાડી વિસ દીધું આણુવા આત્માનો અંતરે. મારૂં. ૯
દશમે આવે દોડતો મુંજ મંદિરની માંહ,
આપ ગોરસ એવું કહી પ્રિતે પાલવડો મુંજ સાહાયરે. મારૂં. ૧૦

અગીઆરસ દિન હેતથી કરાવીએ પયપાન,
આશા એવી ઉરમાં જાણે થશે કાલે મોટા કાનરે. મારૂં. ૧૧
બારસે બહુ નામીએ દીધો દીલ મળી ડામ,
કોના આગળ કહે સખી દુઃખને કરવો વિસરામરે. મારૂં. ૧૨
તલસે તન મુંજ તેરસે આવો વિઠલ રાય,
મોહન મન વિચારીએ દુઃખ દાસીને તો ન દેવાયરે. માંરૂં. ૧૩
ચૌદસે ચિત્ત ચરચરે એવડો શો અમવાંક,
દુઃખ મિથ્યા કોણ કરીશકે લખ્યો વિધાતરીએ વાંકરે. મારૂં. ૧૪
મળ્યા પ્રાણ પ્રિય પુનમે થઈ સકળ નિરાંત,
રસિઆ રસિક બુલાખીના મળતાં થયું મન મુજ શાંતરે.
મારૂં ૧૫

## ૧૧ તિથિ.

પુનમે અમને પૂરણ દરસન દેજોરે છોગાળા,
દયા કરી મારી દેહનાં દુખડાં ખોજોરે મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંયરે છોગળા,
કાંઈ સદ ગુરૂની શિતળ રાખો છાયરે. મોરલીવાળા. ૨
બીજે મારી બાળક બુદ્ધિ ટાળોરે છોગાળા,
કાંઈ દયા કરી મારી દેહનાં દુઃખડાં કાપોરે. મોરલીવાળા. ૩
ત્રીજે હું તો તતબર થઈને બેઠીરે છોગાળા,
ગોરી જાતીતી ને લાગી મીઠીરે. મોરલીવાળા. ૪
ચોથે ચતુરા શું ગયાછો ચુકીરે છોગાળા,
કાંઈ લેહ લાગી મેં લાજ સરવની મુકીરે. મોરલીવાળા. ૫
પાંચમે કાંઈ પુણ્યવતી કહેવાયરે છોગાળા,
મુંજ હરિ વિના તો ગડીએ ના રહેવાયરે. મોરલીવાળા. ૬
છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે છોગાળા,
મુંજ પતીવ્રતાનાં કારજ કરવાં પડશેરે. મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગળા,
કાંઈ મોરલીના શબ્દે હીંડુંછું માતીરે. મોરલીવાળા. ૮

આઠમે અવતરીઆ અંતરજામીરે છોગાળા,
જાદવકુળમાં જનમ્યાછો નીજ નામીરે. મોરલીવાળા. ૯
નુંમે કરવા નરપતીનાં કામરે છોગાળા
મુંજ મંગળ વસી ગયા મથુરાં ગામરે. મોરલીવાળા. ૧૦
દશમે દાવાનળ આવી કોપ્યોરે છોગાળા,
મામો કંસ મારીને રણ સ્થંભ રોપ્યોરે. મોરલીવાળા. ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે છોગાળા,
કાંઈ અંતરજામી અમ સંગાથે બોલોરે. મોરલીવાળા. ૧૨
બારસે વંદ્રાવંન રસ્તો જીલોરે છોગાળા,
મુંજ અપુસ જીવને શું મેલોછો વીલોરે. મોરલીવાળા. ૧૩
તેરશે કાંઈ ચરણ કમળ ચીત લાગ્યુંરે. છોગાળા,
કાંઈ જન્મો જન્મની ભક્તિ તમારી માગુંરે. મોરલીવાળા. ૧૪
ચૌદશે કાંઈ ચરણ કમળની દાસીરે છોગાળા,
મુંજ મંગળ વાસી ગયા મથુરાં નાસીરે. મોરલીવાળા. ૧૫
અમોસે કોઈ ધરણી ધર કહેવાયરે છોગાળા,
કાંઈ નરસંઈ મહેતો ગુણ તમારા ગાયરે. મોરલીવાળા. ૧૬

## ૧૨ તિથિ.

અરજ કરેછે અબળા તે ઊર ધારોરે વાલાજી,
વાલપણું વાલમજી ના વિસારો. મારા વાલાજી. ૧
પડવે મારા પ્રાણ જીવણ પધારોરે વાલાજી,
મને રડતી મેલી ન રહ્યા કોઈના વાર્યા. મારા વાલાજી. ૨
બીજે કયાં જઈ વસીએ રંગના રસિયારે વાલાજી,
ઉદય થાવ ગોકુળમાં આવી વસીએ. મારા વાલાજી. ૩
ત્રીજે તમને જોવાને જીવનરે વાલાજી,
આકુળ વ્યાકુળ થાયછે મારૂં મન. મારા વાલાજી. ૪
ચોથે તમને ચારે દિસે જોઉરે વાલાજી,
દુ:ખની મારી વ્યાકુળ થઈને રોઉં. મારા વાલાજી. ૫

પાંચમે પધારો મારે ઘેરરે વાલાજી,
અલબેલા અમ ઉપર રાખો મહેર. મારા વાલાજી. ૬
છઠે આવો છેલા છોગાં મેલીરે વાલાજી,
જોવા સારૂં તલખે સૌ સાહેલી. મારા વાલાજી ૭
સાતમે આવોને શોભા કરીએરે વાલાજી,
હાર પેરાવી સુંદર છોગાં ધરીએ. મારા વાલાજી. ૮
આઠમે આવોને પ્રાણાધારરે વાલાજી,
કરૂણા રાખો કેસરના છંટકાવ. મારા વાલાજી. ૯
નુંમે નવલા નેહ વધારી આવોરે વાલાજી,
સુખ આપો શામળીયા મારે મન ભાવો. મારા વાલાજી. ૧૦
દશમે દુઃખીઆં કીધાં તરછોડીરે વાલાજી,
આ દિવસ ક્યાં મુકયાતા સંતાડી. મારા વાલાજી. ૧૧
એકાદશીનો ઓછવ આવ્યો આજરે વાલાજી,
આ મુનીજનને દર્શણ દેવા કાજ. મારા વાલાજી. ૧૨
દવાદશીએ ભોજન કર્યા બેઉ ભાતરે વાલાજી,
જમવા આવોને દીન દયાળ. મારા વાલાજી. ૧૩
તેરશે તમ કાજે ઢોલીઓ ઢાળું રે વાલાજી,
આંખલડી ઉઘાડી ચોદશ ભાળું. મારા વાલાજી. ૧૪
ચૌદશે કાંઈ ચિંતા થાયછે ભારીરે વાલાજી,
હરિ નાવ્યા મનને રહુંછું મારી. મારા વાલાજી. ૧૫
પુનમે પધારો પૂરણ ચંદરે વાલાજી,
વદન વિલોકી સૌ પામે આનંદ. મારા વાલાજી. ૧૬
મનના મનોરથ પૂરા કરજોરે વાલાજી,
દયાવંતછો ગુણ ગાઊ તમારા. મારા વાલાજી. ૧૭

## ગરબીઓ.

### ૧ ગરબી.

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની. ટેક.

જળ જીમનાંમાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે. મને. ૧
કાચેતે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે. મને. ૨
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સામળી સુરત એમનીરે. મને. ૩

## ૨ ગરબી.

લેહલાગી મને તારી અલ્યાજી, લેહ લાગી મને તારી. ટેક.
કામકાજ મૂકયુ ને ધામજ મૂકયું, મનમાં ચાહુંછું મોરારી. અ. ૧
ખભેછે કાંબળી ને હાથમાંછે વાંસળી, ગોકુળમાં ગાયો ચારી. અ. ૨
સોળ સહસ્ત્ર ગોપીઓને તમે વરીઆ, તોય તમે બાળ બ્રમચારી અ. ૩
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમળ બલીહારી. અ. ૪

## ૩ ગરબી.

કાલે પરણાવીશું ગોપી, કુંવરને કાલે પરણાવીશું ગોપી.
લાજ મરજાદ સરવે લોપી, કુંવરને કાલે પરણાવીશું ગોપી. ટેક.
કાનવર મારો ઘોડે ચડશે, માથે મુગટ આરોપી. કુંવર. ૧
રાધા કન્યારે મંદીરે પધારશે, મંદીર રહેશે ઓપી. કુંવર. ૨
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, લીલો વાઘાને પીળી ટોપી. કુંવર. ૩

## ૪ ગરબી.

કાનુડે કામણ કીધલાં, ઓ બેની પેલે કાનુડે કામણ કીધલાં.
કામનીઓનાં કાળજાં ખોદવા, બાણુજ માર્યા સીધલાં. ઓબેની. ૧
લવીંગ સોપારી ને પાનનાં બીડલાં, અમને કાંઈ એક દીધલાં. ઓબેની. ૨
શુંય કર્યું ને વાલો શું વળી કરશે, એવું જાણીને અમે લીધલાં. ઓબેની. ૩
શાંતીદાસના સ્વામી રસિક શિરોમણી, આંખે અમીરસ પીધલાં. ઓબે. ૪

## ૫ ગરબી.

વારો જશોદા માવડી, કુંવરને વારો જશોદા માવડી. ટેક.
વાંછડાં છોડી વાલો વનમાં પધરો, હાથે ગેડીને પગે પાવડી. કું. ૧
નિત્ય નિત્ય ઉઠી વાલો વનમાં સધારે, ગોવિંદ ચરાવે ગાવડી કું. ૨
મોળીયું મરડીને બાંધે મારો વાલો, બાંધણી કઇપેર આવડી. કું. ૩
કોણ જાણે એ શું ખાઇને જન્મીઓ, કાંધેછે ભાતની કાવડી. કું. ૪
શાંતીદાસનો સ્વામી રસિક શિરોમણી, શીખ શી દેઈએ આવડી. કું. ૫

## ६ ગરબી.

દિઠડો કાન કોડામણોરે, કોઈએ દિઠડો કાન કોડામણો. ટેક.
છેલ છબીલોને છોગાંવાળો, ખૂબ રળીઆમણોરે. કોઈએ. १
મહી છળવાની વાલો બુદ્ધિનિપાવે, શામળીઓ સોહામણોરે. કોઈએ. २
શાંતીદાશને પ્રભુ રસિક શિરોમણી, પોતે થઈ ગયો વામણોરે. કોઈએ. ३

## ७ ગરબી.

જાને ગોવાળણી જૂઠી, અહીંથકી, તું જાને ગોવાળણી જૂઠી. ટેક.
મહિ વેચવાને તું કાલે આવીતી, આંગળીએ પહેરીને અંગૂઠી. અ. १
જૂઠા બોલ તું શાને બોલેછે, મહીની મટુકી કયારે ફૂટી. અહીં. २
હસતાં આળ ચડાવેરે બેઠી, મારૂં ગેડીને કરૂં હુઠી. અહીંથકી. ३
શાંતીદાસનો પ્રભુ રસિક શિરોમણી, માલ તારામાં નથી મૂઠી. અ. ४

## ८ ગરબી.

જૂઠડાને કયાં ઝાલું, જુઓને સખી જૂઠડાને કયાં ઝાલું. ટેક.
વચન મોહનનાં લાગેછે મીઠાં, કેવું બોલેછે કાલુ કાલું. જુઓ. १
એકવાર વાલોજી ઓરો આવે તો, ઘેરીને ઘરમાં ઘાલું. જુઓ. २
શાંતીદાસનો પ્રભુ રસિક શિરોમણી, એથકી બીહીતી હું ચાલું. જુઓ. ३

## ९ ગરબી.

કાનુડો કાળજાની કોરછે, એની મારો કાનુડો કાળજાની કોરછે. ટેક.
અટપટી પાઘને કેશરીઓ વાઘો, માથે કળાયલ મોરછે. એની. १
વંદ્રાવનમાં વાલો વાંસળી વજાડી, મોરલીનો સ્વર જોરછે. એની २
શાંતીદાસનો પ્રભુ રસિક શિરોમણી, ગોપી સંગ પાધરો દોરછે. એની. ३

## १० ગરબી.

મન માને ત્યાં જાઓછોજી, તમારૂં મન માને ત્યાં જાઓછો. ટેક.
આવાં રૂડાં ભોજન મેલી, કોદરાને શીદ ખાઓછોજી. તમારૂં. १
આવાં રૂડાં તિર્થ મેલીને, ખાબોચીઆમાં શું નાવછોજી. તમારૂં. २
નાના હતા ત્યારે ઢોર ચરાવતા, હમણાં મોટેરા થાઓછોજી. તમારૂં. ३
શાંતીદાસનો પ્રભુ રસિક શિરોમણી, અમને વાયદા વાવછોજી. તમારૂં. ४

### ૧૧ ગરબી.

હાંરે કોઈ માધવ લ્યો માધવ લ્યો, વેચંતી વ્રજની નારીરે. હાંરે.
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલીરે. હાંરે.
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાય, કહાન મટુકીમાં ન સમાયરે. હાંરે.
નવ માનો તો જુઓ ઉતારી, માંહી જુવેતો કુંજ બિહારીરે. હાંરે.
વંદ્રાવનમાં જાતા ધારી, વાલો ગૌ ચારેછે ગિરધારીરે. હાંરે.
ગોપી ચાલી વંદ્રાવન વાટે, સૌ વ્રજની ગોપીઓ સાથેરે, હાંરે.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, જેના ચરણ કમળ સુખ સાગરરે. હાંરે

### ૧૨ ગરબી.

જળનાં દાણ કોણ લેછે, જમીપર જળનાં દાણ કોણ લેછે.. ટેક.
નથી સાંભળ્યું તે વેદ કયાં કહેછે, જમીનપર જળનાં દાણ કોણલેછે. ૧
નિત્ય નવી નવી રીતના ચાલ કરોછો, આવી કોણ શિખામણ દેછે. જ. ૨
જાણ્યું નથીરે આ પૃથ્વી ઉપર, કોણ વસ્તી તમારીમાં રહેછે. જ. ૩
પિવાંજી હોયતો આઘા પધારો, પણ જુમનાજી નીર્મળ વહેછે, જ. ૪
મોતીના નાથને હુંછું પ્યારી, હવે મારે તે શેનો બોછે. જમીપર. ૫

### ૧૩ ગરબી.

દાણની રીત અમે કહાડી, છબીલી દાણની રીત અમે કહાડી. ટેક
દાણ આપો લાડકડી લાડી, છબીલી દાણની રીત અમે કાઢી. ૧
સરવે ગોવાળો અમે ભેગા મળીને, ઠરાવ કર્યોછે અગાડી. છબી. ૨
જેરે રકમ આ મારગે આવે, તેનો હિસાબ લેવો ઝાડી. છબી. ૩
મોતીનો નાથછે પ્રેમનો પ્યારો, હવે પાલવ સાહીશું દાહાડી. છ. ૪

### ૧૪ ગરબી.

શાને રોકોછો વાટમાં જવાદો મને શાને રોકોછો વાટમાં ટેક.
હાંરે દાણ લેવાસરીખું નથી માટમાં, જવાદો મને શાને રોકોછો વાટમાં. ૧
મારારે સમ મારી ગાગરમાંય, હાંરે જળ ભર્યુંછે જમનાજીના ઘાટમાં. જ ૨
ઉભી સૈયરો સૌ જુમનાંના ઘાટમાં, હાંરે તેને આપ્યું વચન મેં હાથમાં. જ. ૩
મોતીના નાથને સંગે લેઈને, મારે જાવું સૈયરોના સાથમાં. જ. ૪

### ૧૫ ગરબી.

ઉભી રહે નારી અલબેલી,
એ વાત કહું ઉભી રહે નારી અલબેલી. ટેક.
હાંરે દાણુ રીતના ઘટે તે જાવ મેલી,
એ વાત કહું ઉભી રહે નારી અલબેલી. ૧
ક્યાંથી આવોછો આજ રૂમ જુમ કરતાં,
ગઇ બીજી તે ક્યાં સાહેલીએ ઉભી. ૨
જોર કરીને શું જોરમાં જાઓછો,
નથી કરતાં જવાબ મન મેલી. એ. ઉભી. ૩
ઘુંઘટ તાણીને શું તાનમાં જાઓછો,
આવો ઓણી તે કરીએ પેહેલી. એ. ઉભી. ૪
મોતીના નાથને ભાગ્યે ભળીયાં,
આજ સેહેજ થઈતી મારા બેલી. એ ઉભી. ૫

### ૧૬ ગરબી.

તમને શું કહીએરે કામણગાળાછો,
ગોપીજન વલભરે પ્રાણ અમારાછો.
પૂછુંછું તમનેરે સાચું કહો અમને,
મારા સમ મોહનરે નહીં દુભવું તમને.
હૈયાપર હારજરે ખંતે ખુંપ્યાછે.
તમ સરખા જીવણુરે કાંઈ એક ઘુત્યાછે.
આ દુરબન રાતારે ચંદન ચળકેછે,
મુખને તંબોળરે લીલાવટ લળકેછે.
આતે શું અચરજરે આવ્યા સેહેજડીયે,
રણછોડના સ્વામીરે અમરતની ઝડીએ.

### ૧૭ ગરબી.

વારૂંછું વાલમરે અમને અડશોમાં,
વાટે ને ઘાટેરે અમને વડશોમાં.
અમે વહુવારૂંરે લાલા લાજ ભર્યા,

બોલતાં બીજેરે કંથે કેદ કર્યા.
સાસુડી શુણશેરે નંણદલ નાનીછે,
પ્રિતલડીછે પણરે તમ શું છાનીછે.
શું જોર જણાવોરે આવડાં વાલાજી,
તમે કાંના કુંવરરે કહોને લાલાજી.
પાળેલા કહીનેરે સૌકો સાદ કરે,
એમાં શો તોલજરે પર ઘેર પેટભરે.
મન ગમતાં કીધાંરે લજ્યા લોપીને,
રણછોડના સ્વામીરે ધન્ય આ ગોપીને.

## ૧૮ ગરબી.

સમી સંધ્યાએ અમે સંચર્યા જુમનાંની તીરે, હાંહાંરે જુમનાંની તીરે.
દુર્લભ દર્શણ દીજીએ વાલા, શામ શરીરે. હાંહાંરે.
ગોવાળીઆની વ્રજમાં, હરિ રમતાં દીઠા. હાંહાંરે.
ગતે ગઈને ગભરાઈ પડી, અતિ લાગો મીઠાં. હાંહાંરે.
સૌ સખી ટોળે મળી, મારી ગત મત ખોઈ. હાંહાંરે.
શ્રી વલભ પ્રભુ પાતળા, બીજું અવર ન કોઈ. હાંહાંરે.

## ૧૯ ગરબી.

સમી સંધ્યાએ પાણી સંચર્યા,
જુમનાં જળ ભરવા. હાંહાંરે. ટેક.
વાટે મળ્યા વરણાગીયા, મારાં દુખડાં હરવા. હાં. ૧
મેં પૂછ્યું મન ભાવતું છબીલા વારૂં. હાં.
સારાંછીએ અમે સુંદરી આશીશ તમારૂં. હાંહાંરે. ૨
કોઈ દીન ઘેર આવો નહીં જાતાં ને વળતાં હાંહાંરે,
શ્રી વલભ પ્રભુ પાતળા મારગસર મળતા. હાંહાંરે. ૩

## ૨૦ ગરબી.

ઉભલા તે રહેજો કાનજી જુમનાંને આરે. હાંહાંરે,
જળ ભરવા અમે આવશું વારેને વારે. હાંહાંરે. ૧
ષોડશ ધેન ચરાવજો અમે નીર ભરીશું. હાંહાંરે,

આંખ પાંખના નેણુમાં અમે પૂરણ ઠરીશું. હાંહાંરે. ૨
હરિ મુજને વાલા ઘણારે હું તો હરિને વાલી. હાંહાંરે.
શ્રી વલભ પ્રભુ પાતળા ઘેર આવો ચાલી. હાંહાંરે. ૩

## ૨૧ ગરબી.

(કાનુડે વનમાં લુટી ઓ બેની પેલે કાનુડે વનમાં લુટી એ રાગ.)
શારે ગુનામાં લુટી વાલમ મને શારે ગુનામાં લુટી,
નથી તમારે સંગે ચૂકી વાલમ મને શારે ગુનામાં લુટી. ટેક.
સામી તે મેડીએ હાર પરોવતાં મોતી ફુટયું ને શેર તુટી,
વાલમ મને શારે ગુનામાં લુટી. ૧
જળ જમુનાં જળ ભરવા ગયાંતાં હાથે થકી દોર છુટી,
વાલમ મને શારે ગુનમાં લુટી. ૨
વંદ્રાવનને મારગે જાતાં જરકશી ચોળી તુટી,
વાલમ મને શારે ગુનામાં લુટી. ૩
વંદ્રાવનને ચોકે રમતાં મોતન માળા તુટી,
વાલમ મને સારે ગુનામાં લુટી. ૪
મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર પ્રિત તમારી નથી છુટી,
વાલમ મને શારે ગુનામાં લુટી. ૫

## ૨૨ ગરબી.

કાનુડે વનમાં લુટી ઓ બેની પેલે કાનુડે વનમાં લુટી,
આગળથી મારો પાલવડો ઝાલ્યો નાસતાં વેણી છુટી.
ઓ બેની. ટેક. ૧
હાથ ઝાલી મારી બાંય મરોડી, તડ તડ ચોળી તુટી. ઓબેની. ૨
વળગા ઝુમી કરતાં, મારી મોતન માળા તુટી. ઓબેની. ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર, મહીની મટુકી મારી ફુટી. ઓ.

## ૨૩ ગરબી.

ઝુમક હાર શીદ તોડયો, હો રાજ મારો ઝુમક હાર શીદ તોડયો.
હારની પડીછે ત્રણુ ઓરો, હો રાજ મારો ઝુમક હાર શીદ તોડયો. ટેક. ૧
જળ જમુનાં જળ ભરવા ગયાંતાં, ઘડ મારો શીદ ફોડયો. હો. ૨

ावनने मारगे जातां, कुडां वचन कोणु बोल्यो. होराज. ३
ावनने चोक रमतां, कांडु झालीने हार तोडयो. होराज. ४
त करी पणु करतां न आवडी, नंद आहिरनो छोरो. होराज. ५
रांबाई कहे प्रभु गिरधर नागर, आवने नटवर ओरो. होराज. ६

**२४ गरबी.**

हांरे रसिया मुंने जावा दीजे,
तारूं दान थायते लीजेरे रसिया मने जावादीजे. टेक.
हांरे हुंतो गोकुळनी व्रिज नारी,
हांरे हुंतो मही वेचवाने चाली मारगडे आळ नकीजेरे. रसी. १
हांरे हुंतो ब्रखुभाननी छोडी,
हांरे माथेछे महीनी गोळी ल्यो खाटां गोरस पीजीएरे. रसी. २
हांरे मारी संगनी साहेलीओ चाली,
हांरे मने रोकी रह्या गिरधारी मारगथी अळगा रीजीएरे. र. ३
बाई मीरांकहे प्रभु गिरधर नागर,
तन मन अर्पणु कीजीएरे. रसीआ मने जावा दीजे. ४

**२५ गरबी.**

(वात करो रही वेगळा शुणु वालारे. ए राग.)

अली गोरस वाळी नार ऊभी रहेनेरे,
तारां महीडां केरां दान मुंजने देनेरे. १
दाहाडी चोरी जाती दाणु आज हाथ आवीरे,
सर्वे लेईशुं अमारो लाग मटुकी ऊतारीरे. २
तमे कोरे रहोने कान दाणुना रसिआरे,
एकलडी जाणी आज आवो धसीयारे. ३
तमे शेनां मागो दान प्रितम प्यारारे,
वाला नागर नंदना नंद रहेने न्यारारे. ४

**२६ गरबी.**

घणे दहाडे आवी हाथ दाणुनी चोरीरे,
मही दाणुनां माट ऊतार आवने ओरीरे. १

દહ મેલી મહિઆરડી મહી પાનેરે,
પછી કોણુ રોકે તુંને વાટ ચાલી જાનેરે. ૨
આની આ વાટે મહી વેચવા જતાં વાલારે,
દાણીના દીઠા કોઈ આજ થયા લાલારે. ૩
પર નારી કેરી છેડ ઝાઝી નવ કરીએરે,
વાલા નાગર નંદકિશોર કોઈથી ના ડરીએરે. ૪

૨૭ ગરબી.

તારે મોઢે ઘણેરાં મન રહ્યાંછે મોહીરે,
પછી લેઈશું અમારો લાગ રહીશ જોઈરે. ૧
કોઈને ગણુતી નથી મન માંહી તું મહિઆરીરે,
થશે તારે મારે ફજેતી ઝાઝી ભારીરે. ૨
આવી જકનાં કરીએ શાંમ હો વ્રજરાયરે,
મારે જાવું મથુરાં ગામ અસુરજ થાયરે. ૩
આવું ઘેલુંના બોલીએ કહાન દેખી પર નારીરે,
વાલા નાગર નંદના નંદ કુંજ બીહારીરે.

૨૮ ગરબી.

એવા મર્મ ભરેલી વાણુ બોલી ગોપીરે,
અમ સાથે બોલી આજ લજ્યા લોપીરે. ૧
એવી જુઠા બોલી નાર બોલ વિચારીરે,
મહિની મટુકી ફુટશે આજ ગોપી તારીરે. ૨
તમે લજ્યા વાળાછો બહુ તે હું જાણુંરે,
ઢાંકી રાખું તમારા ઢંગ મુખે ના આણુંરે. ૩
આવા છેલ ન થઈએ કહાન વિચારો વાતેરે,
વાલા નાગર નંદના નંદ ફરીએ નહીં સાથેરે. ૪

૨૯ ગરબી.

વાત કરો રહી વેગળા શુણુ વાલારે,
પેલા દેખે દુરીજન લોક આ શા ચાળારે. ૧
હમે વહુવારૂ વિઠલા શુણુ વાલારે,

કંઈ ઉભલા કેમ રહેવાય આ શા ચાળારે, ૨
મહી માગોતો આપીએ શુણુ વાલારે,
તમે શાંને વળગો શ્યામ આ શા ચાળારે. ૩
તમે તક જુઓ તેવા નથી શુણુ વાલારે,
ફરી મળજો કોઈ એકવાર આ શા ચાળારે. ૪
રાજ નરસઈયા નાથજી શુણુ વાલારે,
તમે વિચારો મન માંહે આ શા ચાળારે. ૫

### ૩૦ ગરબી.

(હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ એ રાગ.)

હાંરે મારા સમ મોહન મળજો,
હાંરે મારી આશા પૂરણુ કરજો. મારા. ૧
હાંરે મારે ઘેર આજ કોઈ નથી વાલા,
હાંરે માટે ઘર ભણી વળજોરે. મારા ૨
હાંરે હું આવી પણુ આપ મળ્યા નહીં,
હાંરે કહો કયારે હવે મળશોરે. મારા. ૩
હાંરે હરિભટના હરિછો રંગ રશિયા,
હાંરે મળી વ્હે દુઃખ મારૂં હરજોરે. મારા. ૪

### ૩૧ ગરબી.

હાંરે મોહન મળતા નથી હમને,
હાંરે વાલા માનશું આવ્યું તમનેરે. મોહન. ૧
હાંરે હુંતો ઘેલી થઈ ઘર ધંધો ભૂલી,
હાંરે આ તન મન સોંપ્યું તમનેરે. મોહન. ૨
હાંરે પ્રભુ વ્હે આગે વ્યાકુળ થઈછું,
હાંરે માટે મળજો તાતના સમરે. મોહન. ૩
હાંરે હરિભટના હરિ નહીં મળોતો,
હાંરે હવે પ્રાણુ તજુ હું પળમાંરે. મોહન. ૪

### ૩૨ ગરબી.

હાંરે વિઠલ માં વળગો અમને,

હાંરે પ્રભુ લાજ નથી કાંઇ તમનેરે. વિઠલ. ૧
હાંરે સૌ સખીઓ ગઇ મુજને રોકી,
હાંરે રહો પરા કહું હું તમનેરે. વિઠલ. ૨
હાંરે ઘેર જઇ સૌ સખીઓ કહેશે,
હાંરે તેની બીક ઘણીછે હરી મનમાંરે. વિઠલ. ૩
હાંરે હરિભટના હરિ આજ જવા દો,
હાંરે વાલા કાલ મળીશ હું તમનેરે. વિઠલ. ૪

### ૩૩ ગરબી.

હાંરે મોહનની મોરલી વાગી,
હાંરે હુંતો ભર નિદ્રાથી જાગીરે. મોહન. ૧
હાંરે મેંતો ઘરનાં સૌ નિદ્રામાં મૂક્યાં,
હાંરે ગઈ સખીઓ જ્યાં બડ ભાગીરે. મોહન. ૨
હાંરે વાલે પ્રેમ ધરીને રાસ રમાડયાં,
હાંરે મારા ભવની ભાવટ ભાગીરે. મોહન. ૩
હાંરે હરિભટના હરીએ દીધું દર્શન,
હાંરે મારી પ્રેહની વેદના તાગીરે. મોહન. ૪

### ૩૪ ગરબી.

વંદ્રાવન મોરલી વાય મારી બેનીરે,
સૌ ગોકુળની ગોપીઓ જાય મનડું રહે નહીંરે. ૧
મારે કાનુંડા સાથે પ્રિત મારી બેનીરે,
મારે નણુદી બોલે વિપરીત. મનડું. ૨
મેંતો ઘરમાં નવ રહેવાય મારી બેનીરે,
મારૂં મંદીર ખાવા ધાય. મનડું ૩
વાલા શું રમીએ આજ મારી બેનીરે,
મેંતો કુળની મેલી લાજ, મનડું. ૪
મારી સાસું મૂકે આળ મારી બેનીરે,
મારો પેહડો દેછે ગાળ. મનડું. ૫
ઘેલી થઈ સહું વ્રજનારી મારી બેનીરે,

તે ભૂલી ગઈ શણુગાર. મનડું. ૬
લાગું વલ્લભના પ્રભુને પાય મારી બેનીરે,
તમે કરજો અમારી સહાય. મનડું. ૭

**૩૫ ગરબી.**

સખી કામણુ ગાળે કાહન કામણુ કીધાંરે,
મને માર્યા મોહનાં બાણુ, મન હરિ લીધાંરે. ૧
હુંતો ઘેલી થઈ ઘરમાંય કામણુ કીધાંરે,
કાળજડે કંઈ કંઈ થાય, મન હરિ લીધાંરે. ૨
વાલો મધુરી શી મોરલી વાય કામણુ કીધાંરે,
જોવા જઈએ શ્રી જાદવરાય, મન હરિ લીધાંરે. ૩
કોણે અવળાં પેહેર્યા ચીર કામણુ કીધાંરે,
સહુ ચાલી જીમના તીર, મન હરિ લીધાંરે. ૪
કોણે પગનાં પેહેર્યા કોટ કામણુ કીધાંરે,
લાગી નેન કમળની ચોટ, મન હરિ લીધાંરે. ૫
બાજુબંધ બાંધ્યાં પાય કામણુ કીધાંરે,
એમ અબળા વ્યાકુળ થાય, મન હરિ લીધાંરે. ૬
કોણે હાથનાં બાંધ્યાં ભાલ કામણુ કીધાંરે,
કોણે કાજળ કીધું ગાળ, મન હરિ લીધાંરે. ૭
સાસુડી દેછે ગાળ કામણુ કીધાંરે,
કોણે રોતાં મૂકયાં બાળ, મન હરિ લીધાંરે, ૮
ગોકુળની સહુ વ્રજનાર કામણુ કીધાંરે,
ચાલી વંદ્રાવન મોઝાર, મન હરિ લીધાંરે. ૯
વાલો ખેલે રાસ વિલાસ કામણુ કીધાંરે,
વાલે અમને તેડયાં પાસ, મન હરિ લીધાંરે. ૧૦
હુંતો સુખમાં ગાળુ દન કામણુ કીધાંરે,
મારે માથે જીગજીવન, મન હરિ લીધાંરે. ૧૧
અબળા નારની પૂરી આશ કામણુ કીધાંરે,
બલીહારી વલ્લભદાસ, મન હરિ લીધાંરે. ૧૨

### ૩૬ ગરબી.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરિનેરે,
એવા કઠણ થયાછે કાંન નાવ્યા ફરીનેરે. ૧
વાલે અમ્રત પાઈને ઉછેર્યા વહાલે મારે અમનેરે,
હવે વિખડાં ઘોળી શું પાવ ઘટે નહીં તમનેરે. ૨
વહાલે ફુલ પછેડા ઓરાડયા વહાલે મારે અમનેરે,
હવે ખેંચી ખેંચી શીદ લ્યોછો ઘટે નહીં તમનેરે. ૩
વહાલે ઉડાં કુવામાં ઉતર્યા વહાલે મારે અમનેરે,
હવે તાડી તાડી શીદ લ્યોછો ઘટે નહીં તમનેરે. ૪
વહાલે દુધડાં પાઈને ખેલાવ્યાં વહાલે મારે અમનેરે,
હવે પાણી વિના તલસાવો ઘટે નહીં તમનેરે. ૫
વહાલે રાસ રમાડી રીઝાવ્યાં વહાલે મારે અમનેરે,
હવે આંસુડાં સુ પડાવો ઘટે નહીં તમનેરે. ૬

### ૩૭ ગરબી.

સામળીઆલાલ સાસુડી સંતાપે કહો કેમ કીજીએ,
કયાંજઈએ હરિ ઘરમાં બેસી રહીએ તોએ રાંડ ખીજે.
મારી સાસું સંખણીછે એવી, નણુદલને નાતરે દઉ પેહેલી;
તેતો વાત નથી કહેવા જેવી, શામળીઆ. ૧
મારો સસરો સાધુજન ઘણો, મને આશરોછે તેના તણો;
મારો જેઠ ઝાંપડો બુદ્ધીવનો, શામળીઆ. ૨
મારો દીએરીઓ હૈયા મેલો, તેતો લઢાઈ કરવા સૌ પેહેલો;
એની દુષ્ટ બુદ્ધિ ઢાંકી મેલો, શામળીઆ. ૩
જાણે સુડી વચ્ચે સોપારી, હુંતો અનાદનીછું તમારી,
પદ ગાશે વૈભવ વિખાળી, શામળીઆ. ૪

### ૩૮ ગરબી.

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ નવ કીજીએ,
ચાલો ત્યાંસુધી સુતનાં પ્રેમ ચરિત્ર દેખાડી દીજીએ. ટેક.
વહાલે કૌતક કીધું મંદિરમાં, એણે માખણ પેડો લીધો કરમાં;

એણે માંકલડાં ઘાલ્યાં, ઘરમાં. ઓ જસોદાજી. ૧
વહાલો સંતાડયા શોધી ક્હાડે, હોય ઉચાં પણ હેઠાં પાડે;
એતો ખાય ખવડાવેને વણુસાડે, ઓ જસોદાજી. ૨
વહાલો સુતાં બાળકનાં અંગ મોંડે મારાં બાંધ્યાં વછોરૂં છોડીમેલે;
દધી ગોરસ દુર થકી ફોડે, ઓ જસોદાજી. ૩
દયા પ્રિતમના સ્વામી રસીઆ, દધી ગોરસ પર આવે ધસીઆ;
ધન ભાગ્ય અમારૂં વ્રજમાં વસીયા, ઓ જસોદાજી. ૪

### ૩૯ ગરબી.

હાંરે ચાલો ચાલો ચતુરા કંઈ લાજો,
હાંરે તમે આવીને શું બાઝોરે. ચાલો. ૧
હાંરે વળગ્યા ઝુમી ન કરો વાલા,
હાંરે તમે શોર કરો શીદ ઝાઝોરે. ચાલો. ૨
હાંરે દેખે દુરીજન થાઓ સમજણા,
હાંરે અમે લાજીએને તમે ગાજોરે. ચાલો. ૩
હાંરે હરિભટના હરિને કરીએ હુંકારા,
હાંરે માટે હેત ઘણેરા અમને દાઝોરે. ચાલો. ૪

### ૪૦ ગરબી.

હાંરે જુમનાંની તીરે વાલો,
જીવણને જોવા ચાલો. જુમનાં ૧
હાંરે જુમનાંની તીરે વાલો ધેન ચરાવે,
મોરલી બજાવે નંદલાલોરે. જુમનાં. ૨
હાંરે ઘણે દહાડે ઘેર આવ્યા નહીં જાવા દઉ,
મટે મનખા દેહનો લાવોરે. જુમનાં. ૩
હાંરે હરિભટના હરિછો રંગ રસિઆ,
માટે ઘેરીને ઘરમાં ઘાલોરે. જુમનાં. ૪

### ૪૧ નંદજીની ગરબીઓ

તમેરે નંદજી ગોકુળ સંચરોરે, ઉતરવો જુમનાંજીનો ઘાટજો.
મારી માને નહીં હોય ગોઠતુંરે, જશોદા જોતાં હશે વાટજો.

નકરે માત પીતા તે તમે કર્યુંરે, અમને બહુ લડાવ્યા લાડજો.
અમને નાનેથી મોટાં કર્યાંરે, તેના શાશા માનું પાડજો.
મારીછે પંચરંગી લાકડીરે, વાગતી વેણુ રસાળજો.
તેને તમે સંભારીને મૂકજોરે, રખે લેઈ જતા ગોવાળજો.
મારી સહુઅ ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજોજો.
કહે રઘુનાથના સ્વામી નંદનેરે, અમપર કૃપાદ્રષ્ટે જોજોજો.

## ૪૨ ગરબી.

નરણે નીરીને નંદજી બોલીયારે, અમથી એકલડાં ન જવાયજો.
વાટડી જોતાં ને રોતાં હશેરે, કહાનજી ત્યાં તમારી માયજો.
હુંતો રાખીશ મારા મનનેરે, તમારી માનાં મન કેમ રહેશેજો.
માટે ગોવિંદ ગોકુળ આવજોરે, દુરીજન મેણીલાં બહુ દેશેજો.
કહો કુણ વંદ્રાવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો.
હસતાં વાણુલીએ કોણ ઉઠશેરે, કહો કુણ જાણે તમારી પેરજો.
કુંવર કોણે લાડ લડાવીશુંરે, કોને વળગાડીશું દામીજો.
કોને જમાડીને જમશુંરે, કહોને રૂગનાથના સ્વામીજો.

## ૪૩ ગરબી.

જસોદા પૂછે પિઉને પ્રેમશુંરે,નંદજી ઉત્તર ના આલેજો.
મુખથી બોલે પણ બોલાય નહીંરે, લાલનાં બોલડીયા બહુ સાલેજો.
કારણ કહોને મારા કંથજીરે, કુંવરને કયાં મેલી આવ્યાજો.
સરવર સોપ્યાં વાસુદેવનેરે, દુઃખ ના મેરૂ કયાંથી લાવ્યાજો.
આપણે મિત્રાઈ વાસુદેવનેરે, આપણે કયાંનું હતું વેરજો.
આવી આપના સુતને ભેળવ્યોરે, તે રાખ્યો પોતાને ઘેરજો.
કહો ત્યાં કંથ તમે નવ બોલીયારે, આપણે ખોયાં છઈ આંકોડીજો.
એ રૂગનાથનો સ્વામી ગોવાળીયોરે, અમપર નજર ન જોડીજો.

## ૪૪ ગરબી.

વ્રજમાં વ્રજ વિનતા વાતોકરે, મોહનજી મથુરાંમાં રહ્યાજો.
વઈને નંદજી ગોકુળ મોકલ્યારે, વિઠલ વાસુદેવના થયાજો. વ્રજ. ટેક ૧
અહિના સુખમાં ગાયો ચારવીરે, બીજું આહિરમાં રહેવુંજો.

ત્યાંસૌ પુછીને વાતો કરેરે, મથુરાં નગરીમાં શું કહેવુંજો. વ્રજ. ૨
મથુરાં નગરી હરિને મન વશીરે, બીજું કંસ રાયનું રાજજો.
લક્ષ્મી દેખીને લલચાઈ ગયોરે, માટે ગોકુળ કીધું તાજજો. વ્રજ. ૩
એ મૂરત્ત મનોહર શ્યામની રે, સજની સૌને લાગે મીઠાજો.
એ રંગનાથનો સ્વામી ગોવાળીયોરે, ત્યાંતો રાજા થઈને બેઠાજો. વ્ર. ૪

## ૪૫ ગરબી.

હાંરે લટકાળો ગીરીવર ધારી, હાંરે મને મારીનેન કટારીરે.
લટકાળો ગીરીવર ધારી. ટેક. ૧
હાંરે આજ મળ્યોરે વાલો, જુમનાંની તીરે,
હાંરે એની રૂપ રસિક છબીન્યારીરે. લટકાળો. ૨
હાંરે શામળીએ કહ્યું શાનમાંરે
હાંરે મારા પ્રાણથકી ધણા પ્યારારે. લટકાળો. ૩
હાંરે હરિભટના હરિએ કર્યું કામણ,
હાંરે મારી સુધ બુધ સર્વ વિસારીરે. લટકાળો. ૪

## ૪૬ ગરબી.

હાંરે મારા સમ કાલે મળજો, હાંરે પેલું વચન બોલ્યાંતે પળજોરે. મા. ટેક. ૧
હાંરે રસ્તે આળન કરીએ વાલા, હાંરે મારી સાચીવાત સાંભળજોરે. મા. ૨
હાંરે ઘણી ઘણી પ્રિત કર્યાપછીગિરધર, હાંરે પેલા લોક ડરાવ્યા ન ડરજોરે. ૩
હાંરે હરિભટના હરિછો હજુ કાચા, હાંરે તે માટે પાછા વળજોરે. મારા. ૪

## ૪૭ ગરબી.

આ છોગાળી અંબોડો ગુંથીને વાંકો મેલતું,
તું મૂકીદે વહાલપણું મુંજથી રંગ રેલશું. ટેક.
તું વરણાગીમાં છે વાંકી તને મારગ જાતાં મેં ઝાંખી;
તું સમજી લે ન જા અહીંથી, ઓ છોગાળી. ૧
સણગાર સજીને આવોને, તમે મારા મનમાં ભાવોને;
કોક સંગાતે કાંઈ કહાવોને, ઓ છોગાળી. ૨
તારો લટકો જોઇને લોભાયો, હું નંદ જસોદાનો જાઓ;
સખી દયા પ્રિતમને સેવાયો, ઓ છોગાળી. ૩

### ૪૮ ગરબી.

હાંરે મહિ ઢળશેરે મહી ઢળશે,
હાંરે કાન કોઈક માથાની મળશેરે. મહી ઢળશે. ટેક.
હાંરે કાના કીયા મુલકનો સૂબો,
હાંરે મારા મારગ વચમાં ઉભોરે. મહી. ૧
હાંરે કાહાન કીયા મુલકનો રસીયો,
હાંરે મારા મારગ વચ્ચે સશીયોરે. મહી. ૨
હાંરે કાહાન કીયા મુલકનો દાણી,
હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે. મહી. ૩
હાંરે કાહાન કીયા મુલકમો મેહેતો,
હાંરે મારા મારગ વચમાં રહેતોરે. મહી. ૪
હાંરે કાહાન જળ જમુનાંને આરે,
હાંરે એમાં કોણ જીતે ને કોણ હારેરે. મહી. ૫
હાંરે કાહાન નથી સાકર નથી મેવા,
હાંરે ખાટી છાશમાં શું આવ્યા લેવારે. મહી. ૬
હાંરે મેહેતા નરસઈના સ્વામીને વારી,
હાંરે ગૌ ગોવાળીયામાં ચારીરે. મહી. ૭

### ૪૯ ગરબી.

મોરલી ચાલી રંગ રૂશણેરે, કોણ મનાવા જાય રંગ મોરલી.
સસરો મનાવા જાય રંગ મોરલી, સસરાની વાળી તો નહી વળુંરે.
હાંહાં હોવે હુંતો મારે મહીયર જેસ, રંગ મોરલી. ઈત્યાદી.

### ૫૦ ગરબી.

ઓ વાંસલડી વેરણ થઈ લાગીરે વ્રજની નારને.
શું શોરકરે જાતલડી તારી તું મન વિચારને.
તુંતો જંગલ કાષ્ટ તણો કટકો રંગ રસિએ કીધો રંગ ચટકો,
અલી તેપર આવડો શો લટકો. ઓ વાંસલડી, ૧
તુંને કહાનવર કરમાં રાખે તું અધરતણો રસ નિત્ય ચાખે,
તુંતો અમને દુઃખડાં બહુ દાખે. ઓ વાંસલડી ૨.

તું તો મોહનના મુખપર મહાલે તું જ વિના નાથને નવ ચાલે,
તું તો સોકય થઈ અમને સાલે. ઓ વાંસલડી. ૩
તુંને હરિએ હાથ ગ્રહી લીધી તુંને સૌમાં શીરોમણી કીધી,
ક્ષણું મુખથી નવ મૂકે વીલી. ઓ વાંસલડી. ૪
હું તુંજને આવીનવ જાણતી નહીં તો તુંજ પર મેહેર ન આણતી,
તારાં ડાળ મૂળ સાહીને તાણતી. ઓ વાંસલડી. ૫
દયા પ્રિતમને પૂરણ પ્યારી તુંને અળગી ન મૂકે ન્યાળી,
તારો ભેદ ગુણ દિસે ભારી. ઓ વાંસલડી. ૬

## ૫૧ ગરબી.

ઓ વ્રજ નારી શામાટે તું અમને આળ ચઢાવે,
પુન્ય પૂર્વ તણાં તેથી પાતળીઓ અમને લાડ લડાવે. ટેક.
મેં પૂરણ તપ સાધ્યાં વનમાં મેં ટાઢ તડકા વેઠયા તનમાં,
ત્યારે મોહને મેહેર આણી મનમાં. ઓ વ્રજનારી. ૧
હું ચોમાસે ચાચર રહેતી ઘણી મેઘ ઝડી એ શરીરે સેહેતી,
સુખ દુઃખ મનમાં નવ લેતી. ઓ વ્રજનારી. ૨
મારે અંગે વાઢ વઢાવીઆ વળતી સંગાડે ચઢાવીઆ,
તે ઉપર છેદ પડાવીઆ. ઓ વ્રજનારી. ૩
ત્યારે હરિએ હાથ કરી લીધી સહુકોમાં શિરોમણી કીધી,
દેહ અરપી અધર અંગે દીધી. ઓ વ્રજનારી. ૪
માટે દયાંના પ્રિતમને છું પ્યારી નિત્ય મુખથી વગાડે મુરારી,
મારો ભેદ ઘણો દિસે ભારી. ઓ વ્રજનારી. ૫

## ૫૨ ગરબી.

વળતાં વ્હાલમારે નચાવ્યાં લલચાવ્યાં લોચન.
પરખી આંખડીરે હજુ હરિ મળવાનુંછે મન. ૧
નયણે નોતર્યાંરે શાને સમજાવ્યા સૌ પેર,
રમીશું રાતડીરે આવજો અલબેલાજી ઘેર. ૨
કહેજો માતનેરે ગાય એક ખોવાંણીછે આજ;

જાકંછું શોધવારે બાંધજો પાણી પેહેલી પાજ. ૩
સાસરીયાં થકીરે મારો અવાસછે એકાંત,
સંચરજો સુંખેરે રખે કંઈ ભય ધરતા ભગવંત. ૪
વહેલા પધારજોરે બેઠી જોશ તમારો પંથ,
રખે કંઈ અટકતારે મહારા કામણગાળા કંથ. ૫
રાખીશ દીવડોરે માણીશું મનમાની મોજ,
જાશે જીવડોરે જીવણ જૂદા પડશો તોજ. ૬
સુખ ત્યારે થશેરે જ્યારે ઉર લપટાવી લપટાઇશ,
જીવ્યું સફળથશેરે જ્યારે હું અધરાંમૃત પીપાઇશ. ૭
એમ કહી કામનીરે હરખે આવી પોતાને ધામ,
પ્રિતમ દયા તણારે આજ મને મળીયા પૂરણ કામ. ૮

**૫૩ ગરબી.**

શુણ સાહેલડીરે મહારે નંદકુંવર શું નેહ,
ઝાઝું શું કહુંરે મારે પ્રાણજીવન ધન તેહ. ૧
હાર હૈયા તણારે મારા કાળજડાંની કોર,
મસ્તકના મણીરે મારા ચિતડા કેરા ચોર. ૨
ઉર લપટાવીએરે એપર આવે એવું વહાલ,
સહીયર શું કરૂંરે મોટું સાસરીઆનું સાલ. ૩
આજ મુંને એકલોરે મારગ જાતાં મળીઓ કહાન,
મુખ બોલ્યો નહીંરે કીધી આંખલડીમાં સાન. ૪
હું સમજી ગઈરે મુંજને તેડી વંદ્રાવન,
કહે સખી કેમ કરૂંરે તાળા વેલી લાગી તન. ૫
શા મસે સંચરૂંરે મુજને સૂજે નહીં કાંઈપેર,
જાઉં જો વણ કહેરે આવી ઉત્તર દઈશું ઘેર. ૬
એક ઉપાયછેરે જોતું આવે મુંજ સંગ,
જઈએ મહી વેચવારે રમીએ રસિયાજી શું રંગ. ૭
એક બે અન્યો મળીરે ચાલ્યાં સહીયર કેરે સાથ,
હાંસ હૈયાતણીરે પહોંચી મળ્યા દયાના નાથ. ૮

## ૫૪ ગરબી.

શીખ સાસુંજી દેછેરે વહુજી રહો ઢંગે,
આવડો શો આસંગોરે શામળીઆ સંગે. ૧
વાટને ઘાટરે વળગો છો વાતે,
કહ્યું કોઈનું ન માન્યુંરે દીઠું મારી જાતે. ૨
વહુવારૂ માણસરે ડાહ્યાં બહુ થાશો મા,
જળ ભરવા એકલડાંરે આજ પછી જાશો મા. ૩
અલબેલો આ શેરીએરે આવે વહુ તમ માટે,
તમો તેને કાજેરે જાઓ જમનાં ઘાટે. ૪
ચતુરાઈઓ તમારીરે સરવે હું જાણું,
કો દહાડો નથી કહેતીરે આજ મુખે આણું. ૫
સાસરીઆમાં રહેવુંરે ત્યારે એમ નવ કરીએ,
તમોતો થયાં નિર્લજરે હમો લાજી મરીએ. ૬
હુંતો મુખે મુખે કહુંછુંરે લોકો પુંઠે કહેછે,
અડોશીને પડોશીરે મસે મેહેણાં દેછે. ૭
વિવેક વાત કરતાંરે વહુજી દુઃખ નવ ધરશો,
દયાના પ્રભુ કેરીરે સંગત હવે નવ કરશો. ૮

## ૫૫ ગરબી.

એવાં વચન શુણીનેરે વધ્યાં વળતાં વહુજી,
ગંગાજળ સરખાંરે હો સાંભળો સાસુંજી. ૧
જેના મનમાં જેવુંરે તેવું તેતો દેખે,
સારાંને નરતાંને પોતા સરખાં પેખે. ૨
કહોછો તેવાં હોશોરે ત્યારે એમ સુઝેછે,
દોષ પ્રભુમાં શો દીઠોરે જેને જગ પુંજેછે. ૩
હવે વાંક ન માહારોરે કહુંછું કહ્યા પુંઠે,
એમાં કોઈ નથી સાચુંરે એ ગત સરવે જુઠી. ૪
જેમ ખુંદી ખમુંછુંરે નચાવી નાચુંછું,
તોયે પુંઠ ન મુકીરે ત્યારે જાઓ સાચુંછે. ૫

હવેતો નિત્ય જઈશુંરે શામળીઆની સંગે,
વંદ્રાવન ઘાટેરે સદા રમીશું રંગે. ૬
મન ભાવેતો બોલજોરે સેહેવાયેતો સેહેજો,
ચાલે તે કરજોરે ગમે તેવું કહેજો. ૭
તમારા કહ્યા ઉપરરે જાઓ નિચ્ચે કરવું,
દયાનો પ્રભુ ભજવોરે કોઈથી નવ ડરવું. ૮

### ૫૬ ગરબી.

ઉભા રહોતો કહું વાતડી બિહારીલાલ,
તમ માટે ગાળીછે મેં જાતડી બિહારીલાલ. ૧
જે દહાડે મળ્યાતા વંદમાં. બિહારીલાલ.
તે દહાડાની તાલાવેલી તનમાં. બિહારીલાલ. ૨
વેદના વિરહની તે ક્યાંહાં ભાખીએ. બિહારીલાલ.
ભીતરનો ભડકો તે ક્યાંહાં દાખીએ. બિહારીલાલ. ૩
ફટકારી સરખી ફરૂં વંનમાં. બિહારીલાલ.
કળ ના પડે પળ રજની દિનમાં. બિહારીલાલ. ૪
ઘેહેલી ઠરીછું સહુ ગામમાં. બિહારીલાલ.
ચિત્ત ચોટતું નથી ઘર કામમાં. બિહારીલાલ. ૫
કેમ કેહેવાય જેવું દુઃખ તનમાં બિહારીલાલ.
તાલાવેલી લાગી મારા મનમાં. બિહારીલાલ. ૬
ક્ષણે ક્ષણે ભણકારા પડે કાનમાં. બિહારીલાલ.
પ્રાણ પરોવાયોછે તમો તાનમાં. બિહારીલાલ.. ૭
વિકળતાની વાત કેહે ના બને. બિહારીલાલ.
ઘરમાં જાઉંને જોઉં આંગણે. બિહારીલાલ. ૮
આતુરતા એવી કહાં લગી સહું. બિહારીલાલ.
છોચતુર શિરોમણી તાંહાં શું કહું. બિહારીલાલ. ૯
પીતલડી કીધીતો હવે પાળીએ બિહારીલાલ.
આતુર શરણે આવ્યાને ન ટાળીએ. બિહારીલાલ. ૧૦
તમારે હું સરખી હજારો હશે. બિહારીલાલ.

મારાતો પ્રાણ તમ વિના જશે. બિહારીલાલ. ૧૧
બોલ્યું પણ બીજાનું ગમે નહીં. બિહારીલાલ.
લાલચ લાગ્યાં નયણાંતો જઈએ કહી. બિહારીલાલ. ૧૨
નખ સીખ લગીછો સ્વરૂપ ગુણ ભર્યા. બિહારીલાલ.
આવડા રૂપાળા તે કોણે કર્યા. બિહારીલાલ. ૧૩
હસોછો મધુર વાંકું જોઈને. બિહારીલાલ.
કટાક્ષ કટારીએ નાખ્યાં પ્રોઈને. બિહારીલાલ. ૧૪
વાંસડી વજાડે તેહમાં વ્રહે. બિહારીલાલ.
અબળાને જોતાં વિરહ કેમ રહે. બિહારીલાલ. ૧૫
દરદી હોય તે જાણે દરદમાં. બિહારીલાલ.
અવર દુઃખ એહની આગળ ગરદમાં. બિહારીલાલ. ૧૬
કેહે નાર કેહેશે પણ છે ઘણી બિહારીલાલ.
દયાના પ્રિતમ હું દાસ તમ તણી બિહારીલાલ. ૧૭

**૫૭ ગરબી.**

સૈયર શું કરૂંરે જીવણ મળીઓ જમુનાં તીર,
જળમાં જે રમેરે નથી ભરવા દેતો નીર. ૧
સૌ જન દેખતાંરે હરિએ કીધાં મારાં મૂલ,
હું હળવી પડીરે આશું શામળીયાનું સુલ. ૨
ગોકુળ ગોપીઓરે જુઓ ધુતારાના ઢંગ,
ઓછો ઉલવ ભર્યોરે અમને કરવા આવ્યો આળ. ૩
એને કોણ કહી શકેરે દમતો આવેછે નાદન,
વાર્યું નવ કરેરે મદે ભર્યો મોહન મનાય. ૪
જુગમાં જુગતેરે રહેશે સુંદરજી ભરપુર,
રણછોડ રસિલીઓરે નિત નિત હેડે નરખતું નૂર. ૫

**૫૮ ગરબી.**

ધન ધન ગોકુળની વ્રિજનારકે ચાલી મહી વેચવારે લોલ,
આશો નંદ તણો નંદલાલકે મારગ રોકી રહ્યોરે. લોલ. ૧
એટલે ગોવાળણી ચાલી ઘેરકે માતાજીને પૂછવારે લોલ,

માતાજી આશો તમારો કહાનકે આશો લાડકોરે. લોલ ૨
હમારા ફોડયાં મહીનાં માટકે ગોરસ સૌ ઢોળીયાંરે લોલ,
માતાજીને ચટકે ચઢીછે રીસકે લટકે નિસર્યારે. લોલ. ૩
માતાજીએ સોટી ભાગી લીધીકે કાહાનજીને મારવારે લોલ,
કાનો મારો ચડયો કદમને ઝાડકે ત્યાં સંતાઈ રહ્યોરે લોલ. ૪
ઉતરો ઉતરો મારા કાન કે કહું એક વિનતિરે લોલ,
માજી અમે બંસીવટને ચોકકે ગૌધન ચારતારે લોલ. ૫
પેહેલીએ કરી નયણાની સાનકે માજી હમે ત્યાં ગયારે લોલ,
બીજીએ મરડી અમારી બાંહ્યકે અંગુઠી ત્યાં ગઈરે. લોલ. ૬
ત્રીજીએ તાંણી બાંધ્યા હાથકે ચોથીએ ચૂટી ખણીરે લોલ,
મેડીએ બેઠા ચમનલાલ કે ગરબી ત્યા કરીરે લોલ ૭

## ૫૯ ગરબી.

ચરણો નમીને નીચી આવી નંદના લાલજીરે,
એકલડી હું મંદીરીએ ગઈતી. નંદના લાલજીરે. ૧
મોજણી કયાં વિસારી આવ્યા નંદના લાલજીરે,
કોનાં ખાસડાં ચોરી લાવ્યા. નંદના લાલજીરે. ૨
પિતાંબર કયાં વિસારી આવ્યા નંદના લાલજીરે,
કોનાં પોતીઆં ચોરી લાવ્યા. નંદના લાલજીરે. ૩
મોળીઆં કયાં વિસારી આવ્યા નંદનાલાલજીરે,
કોના ફેટા ચોરી લાવ્યા. નંદના લાલજીરે. ઈત્યાદિ. ૪

## ૬૦ ગરબી.

માને તમારૂં તે તો ઘેલડી છબીલા, કહ્યું માને તમારૂં તે તો ઘેલડી.
શાને કાજે મને કહાવ્યું દુતી સાથે,
શોધવી હતી જ્યારે છેલડી છબીલા કહ્યું. ૧
હું શું જાણું જે મોઢે મીઠા હૈયે જુઠા,
જાણે જે હોય મને મેલડી. છબીલા કહ્યું. ૨
અરે પ્રભાતે મારે દ્વાર શીદ ઉભા,
આઘા રહો દેખશે સાહેલડી. છબીલા કહ્યું. ૩

વણજ વિના શીદ જોખમ જોઈએ,
જાઓ જ્યાં કીધી રંગ રેલડી. છબીલા કહ્યું. ૪
અધ ઘડીનો પણ અંતર પડશે,
વળગાડી લાવ્યા સેન બેલડી. છબીલા કહ્યું. ૫
સીંચવી નહોતી ત્યારે રોપી શીદ રસિયા,
પ્રથમ થકી વ્હાલ વેલડી. છબીલા કહ્યું. ૬
આજ પછી કાંઈ કહેવું નથી માહરે,
સુખે કરો કસોલી કેલડી. છબીલા કહ્યું. ૭
દયાના પ્રિતમજી ઘણા કહેવાઓ છો ચતુર પણ,
ઓળખો નહીં એરંડો શેલડી. છબીલા. ૮
સોના તે કેરૂં મારૂં બેડીલું વાલમજી,
રૂપલા ઉઢાણી બેડા હેઠરે પ્રિત તારી જાણી વાલમજી. ટેક.
સરોવર પાણી અમે ગયાં વાલમજી,
કેડોમરડી ઘડો મેં ભર્યો વાલમજી ટુટી મારી અંગીઆની કોસરે. પ્રી
ગામના દરજીડા વિરા વિનવું વાલમજી,
અંગીયો ટાંકી લાવરે પ્રિત તારી જાણી વાલમજી.
ટાંકે ટાંકે મેલો ઘુઘરા વાલમજી,
હૈડે ટાંકજે મોરરે. પ્રિત તારી.
ચાલતાં બાજે ઘુઘરા વાલમજી,
હસ્તે નાચે મોરરે. પ્રિત તારી. ઈત્યાદિ.
રતન ઘડુલો હિરે જડયો ઓધવજી,
સરોવર પાણી ગ્યાંતાં ઓધવજી પ્રેમની વાત છે ન્યારી ઓધવજી.
કેડો મોડીને ઘડો મેં ભર્યો ઓધવજી,
ટુટી મારી અંગીયાની કોસ ઓધવજી. પ્રેમની વાત.
ગામના દરજીડા વિરા વિનવું ઓધવજી,
અંગીયા ટાંકી લાવો ઓધવજી. પ્રેમની વાત.
ટાંકે ટાંકે તે મેલો ઘુઘરા ઓધવજી,
હૈડે લખજો મોર ઓધવજી. પ્રેમની વાત.

દોડતાં બાજે ઘુઘરા ઓધવજી,
બેસતાં નાચે મોર ઓધવજી. પ્રેમની વાત. ઈ.
સોના વાટકડેરે કેશર ઘોર્યા વાલમજી,
નાને દીએરીએરે રંગમાં રેળ્યાં વાલમજી.
હાથો પ્રમાણેરે ચુડીલો સોહે વાલમજી,
કાંકણીનો જડાવ વેગળા રહોને વાલમજી.
કપાળ પરમાણેરે ટીલડી સોહે વાલમજી,
દામણીનો જડાવ વેગળા રહોને વાલમજી.
કોટા પરમાણેરે પાટીયાં સોહે વાલમજી,
કાળીગાંઠીનો જડાવ વેગળા રહોને વાલમજી.
કાંન આજુની મોરલીરે ગોવારીલાલ કયાં વાગી,
વાગી વાગી મંદીરીઆ માંહે ઝબકી હું જાગી. ટેક.
કાંન તારે કારણીએરે રોતાં બાળ મેલ્યાં,
કાંન તારે કારણીએરે માને બાપ મેલ્યાં. કાંન આજુની.
કાંન તારે કારણીએરે ભાઈ ભોજાઈ મેલ્યાં,
કાંન તારે કારણીએરે સૈયરોનો સાથ મેલ્યો. ઈત્યાદી.
હાંરે વાલા સસરો તે મારો સભાગીઓ,
જીના વાલા સાસું સમુદર લેરરે મોતી વેરાણું ચોકમાં.
હાંરે વાલા જેઠ અસાડો મેઘછે,
જીના વાલા જેઠાણી જાણું વીજરે મોતી.
હાંરે વાલા દીએર મારો દિવડો,
જીના વાલા દેરાણી બાવન વીરરે. મોતી. ઈત્યાદી.

## વિવાહનાં ગીતો.

ભમરા પેહેલો વધાવો મારે આવીયો.
મેં તો મોકલ્યો મારા દાદાને દરબારરે વાડીના ભમરા દ્રાક્ષમીઠીરે ચાંપ.
મારી માતાએ હરખે વધાવીઓ,
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડારે વાડીના ભમરા. ઈત્યાદિ. ૧
આણીતેડે ગંગારે પેલીતેડે જમનારે વચમાં સરસ્વતી નદી વેહે છે.

સોના ઘડુલોરે રૂપલા ઉઢાણીરે સીતાવેલ પાણીડાં સંચર્યા.
રાસડી ના પહોચેરે ઘડુલે ના ડુબેરે કુવાના કાંઠે ઉભાં રહ્યાં.
સોનાની ગેડીરે રૂપલા દડુલોરે રામચંદ્ર રમવાને સંચર્યાં.
કોણ રાયની બેટીરે કોણ તારૂં નામરે કેઈરે નગરીની ગરાસણી.
કોણ રાયનો બેટોરે કોણ તારૂં નામરે કેઈરે નગરીનો ગરાસીઓ.
દશરથનો બેટોરે રામચંદ્ર નામરે અયોધ્યા નગરીનો ગરાસીઓ.
જનકની બેટીરે સીતાવેલ નામરે હજીએછું બાળ કુવારડી.
પાનનાંબીડાંરે સાત સોપારીરે લગન નિરધારી વેહેલા આવજો ઈત્યાદીર
પાંચ કંકોત્રી પાંચે દેશ મોકલાવોરે પેહેલી કંકોત્રી.અમદાવાદ મોકલા-
વોરે કીયા જમઈ તમે વેગે વેહેલા આવોરે.
સાથે મારી કેવી બેનને લાવોરે કેવી બેનછે મોટા ઘરની બેટીરે,
નાકેછે નિરમળ મોતીરે. ઈત્યાદી. ૩
કસ્તુરી કોરણ ચડી દુઘડે વરસ્યાછે મેહ.
કીયા ભાઈએ રાય જંગ મોડીઓ કેવી બેની પરદેશે ચંદુભાઈએ રાયજં૦
નાની બેની પરદેશ મેડી ચડે નીચે ઉતરે જુવે બેનીની વાટો.
બેની કઈપેર આવશે ઉડે અબીર ગુલાલ. ઈત્યાદી. ૪
હાંરે સાયબા ઉંચી મેડીને નીચી જાળી.
હાંરે સાયબા ત્યાં શોખે હિંદોળો બંધાવો.
હાંરે સાયબા શંકરભાઈની ગોરી બેઠાં હિંચે.
હાંરે સાયબા હિંચતાં હિંચતાં રઢો લાગી.
હાંરે સાયબા લલુભાઈની ગોરીને દરશણીયાં.
હાંરે સાયબા તેવાં મને દરશણીમાં ઘડાવો. ઈત્યાદી. ૫
ચોડીચોપાટોમાં કીયો ભાઈ પોઢશે એમની લાલ ગુલાલી ઢોળે વાય.
વેપારી પોઢયારે ભમર ઢોલીએ.
એટલે મેડીએથી કેવી બેન ઉતર્યાં ભાભી આરે ડાભલડા કીઆ દેશના.
નણદી તમારા વિરાને સુરત શેહેર.
ડાભલડા વસાવ્યા મુંબઈ શેહેરના. ઈત્યાદી. ૬

પીઠી પીઠી ચોળોરે પીતરાણી. પેહેલી પીઠી ચડશેરે મારા જીયા વરને.
ઉતરતીને ચડશેરે પેલી છોડીને. પડતી ફેરી ખાશેરે મારા જીયા વર.
ગોટલો ચુસશેરે પેલી છોડી. ઈત્યાદી. ૭
લાડણોતો પાન ચાવેને રસ ઢોળેરે લાડણોતો વળી વળી પાછું જુવેરે.
જાણે મારા બાપા સાથે આવેરે. જાણે મારા સસરાનો રંગ રાખેરે. ૮
લાડણો તો પાન ચાવે. ઈત્યાદી.
કુંવર હેલો લઈ ઘોડે ચડીયા, એમના શત્રુને ધાસકા પડીયા.
દહી દુધનાં ગોરસ ખાટાં એમના શત્રુનાં હઈડાં ફાટયાં.
ઘી ગોળનાં ભોજન ગરીયાં. એમના વાહાલાનાં કાળજાં ઠરીઆ. ઈ. ૯
એક લીલીતે લીલી લીલડી સુંદર વરરે.
આ લીલીનાં જડીત્ર પલાણ ચતુર વર બનડારે.
ઘોડે ચઢી હરીલાલ સંચર્યા સુંદર વરરે.
આ મોહી રહ્યા ચારે દેવ ચતુર વર બનડારે.
કાશીમાંથી વિશ્વેશ્વર મોહી રહ્યા સુંદર વરરે.
આ ગયામાંથી ગદાધર દેવ ચતુર વર બનડારે. ઈત્યાદી. ૧૦
તાંબા કુંઢી તે નગર સોહામણી.
માંહી ભરીયાંરે ગવરીનાં ધીય સાહેલીરે આંબો મોરીયો. ટેક.
મારા કીયાભાઈનાં વાજીત્ર વાગીયાં.
પેલા વેવઈનાં પડયાંરે નીશાન સાહેલી.
મારા કીયાભાઈના મેડીએ દીવા બળે.
પેલા વેવઈને ઘેર અંધારૂં સાહેલી. ઈત્યાદી. ૧૧
બનો બનીને કારણ અડ રહ્યો અડ રહ્યોરે,
દોશીડાને હાટ લળી રહ્યો કેવડો. દોશીડાની બેટી રૂપે રૂડી.
રાણી જાયો ભમર ઝોલા ખાયરે લળી રહ્યો કેવડો. ઈત્યાદી. ૧૨
તમે મજલે મજલે આવો રાય જાદા પધારો આણી શેરડીએ.
આણી શેરડીયે ફુલડાં વેરાવું રાય જાદા પધારો આણી શેરડીએ.
હાથીડાંને હલકે આવો રાય જાદા પધારો આણી શેરડીએ.

થોડીસાને ધમકે આવો રાય જાદા પધારો આણી શેરડીએ. ઈત્યાદી. ૧૩
કેશર કસ્તુરી કુમ કુમ જોને ઉડેછે અબીર ગુલાલ.
આજ મને વાલો લાગ્યો રાય વર લાડણો જોને.
જોશીડાની શેરીઓ વચ્ચે સંચર્યો જોને.
લગનાં લખાવતાં લાગી વાર આજ મને વાલો લાગ્યો. ઈત્યાદી. ૧૪
શું કહોરે મોટાંના વરજી અટકી રહીરે.
તમારીરે જાને કીયા ભાઇનો પ્રેમ કીયો ભાઈ જાને આવશેરે.
તમારીરે જાને સંકરભાઇનાસુત ચંદુભાઈજાને આવશેરે શુકહો. ઈ. ૧૫
મારા કીયા ભાઈના સામા સામી ઓરડા. મારા કીયા ભાઈની
સૂરજ સામી પોળ વિરમલ વારી જાઉ.નાગરાંના હાથી ઝુલે બાગમાં.
મારા કીયા ભાઈને દશે દરવાજે દીવાનગીરી મારા કીયા ભાઈને
દશે આંગળીએ વેઢ વિરમલ વારી જાઉ નાગરાંના. ઈ. ૧૬

આવી જાઉં બનડાજી આવી જાઉં હોરાજ હવે તારાં
લગનાંકી રીત બતાવી જાઉ બાળક બનો (શરોઈ વાળો આવો
ઉમરાવ ઉદેપુર વાળા. ૧૭

બના એકવાર સુરત જાજોરે સુરતથી સોનાં લાવજોરે. બના
બનડીને ઝાલ ઘડાવજોરે. બના એકવાર મુંબાઈ જાજોરે મુંબાઈ-
થી મોતી લાવજોરે બના બનડીને હાર કરાવજોરે. ઈત્યાદી. ૧૮
સુરત જાજો બનડાજી સોનાં લાવજો બનડાજી બનડીને
કારણે બનડાજી ઝાલ ઘડાવજો બનડાજી મુંબાઈ જાજો બનડાજી
મોતી લાવજો બનડાજી હારે બનાવજો બનડાજી બનડીને
કારણે બનડાજી. ઈત્યાદી. ૧૯
ગુજરાતની માલણ આવેરે સવા લાખની વાડી રોપાવેરે
રોપે રોપ માલણ અમે લઈશુંરે લાડકડાના હાર પરોવશુંરે,
એના હારમાં ઝાઝા હીરારે મોહી રહ્યા લાડકડાના વીરારે ઈ. ૨૦
સોના તે કેરૂં મારૂં બેડીલું મારૂંજી રૂપલા ઉઢાણી બેડા
હેઠ વાલમ મારા સમજો હળવે રહી સરવે બનડી ગીતસ્યોં

મારૂજી ડોશીડાને હાટે ઘોડો અટકીને ઉભો રાજ ચુંદડી વસાવતાં લાગીવાર વાલમ. ઈત્યાદી, ૨૧

આજ મારો બનડોજી બનડીના રસીયા જોશીડાનો બેટો રાવની સાથે દક્ષિણમાંથી જાવરે રમાંને ગેલાંરે બનાંઆપણા સાહેલમાં ધુમ મચાવો સારીરે નરે દક્ષિણમાંથી જાવરે આજ.ઈ. ૨૨

સાસું તેલ ધુપેલ તમારાં અંતરની શીશીઓ અમારીરે મહા જાન બનડો પ્યારો દેશાંત બનડો પ્યારો સાસુ અલી ગલીનીવાતતમારી રંગરસનીવાતઅમારીરે મહાજાન દેશાંત.ઈ.૨૩

કેડે કટારી વાંકડી અલબેલા લાડા માથે કેશરીઓ પાઘ ચોવાના ભીના લાડા. ઈત્યાદી. ૨૪

બનો હીમલો હીમલો આવરે સેરીઓમાં સાદ પડાવેરે. ગલીઓમાં ધુંમ મચાવેરે મારો મોહન પ્યારી બનો આવરે ૨૫

લીલી લીલી લીલડી લટકાતાં બનડારે.
લીલાં જડીત્ર પલાણ મોતીસર રત્ન જડયાં.
લાડો પૂછે લાડીશું લટકાલા બનડારે,
આવડાં કાળાં કયાં જનમ્યાં મોતીસર રત્ન જડયાં.
કાળાં માયને બાપ મોતીસર રત્ન જડયાં,
કાળો કુંટુબ પરિવાર મોતીસર રત્ન જડયાં.
આવ્યાં અડદનાં ગાડાં મોતીસર રત્ન જડયાં.
લાડી પૂછે લાડાશું લટકાલા બનડારે,
આવડા ગોરાસે જનમ્યા મોતીસર રત્ન જડયાં.
ગોરાં માયને બાપ મોતીસર રત્ન જડયાં,
ગોરો કુટુંબ પરિવાર મોતીસર રત્ન જડયાં.
આવ્યાં ઘઉનાં ગાડાં મોતીસર રત્ન જડયાં. ઈત્યાદી ૨૬

રાયરે ભીમક તારી શેરડીઓ બહુ સાંકડી.
મારા હરિવરના હાથીડા ન માયરે વિઠલ વર આવે વાંકડો.ઈ.૨૭

હાંરે બના ધુપ પડેને ધરતી તપે,

હાંરે બના ગોરાંતે મુખ કુમળાય એ દરવાજાની બેઠક છોડદો.
હાંરે બના તારી બેઠક ખેલના,
હાંરે બના તારી બેઠક મારો જીવ એ દરવાજાની બેઠક છોડદો.
હાંરે બના ઘરમાં સાસુજી આકરાં,
હાંરે બના બારણે દુશ્માન લોક એ દરવાજાની બેઠક છોડદો ઈ.૨૮
બનડાજીને લીલો લપેટા પીળો ફેંટારે રાજા સાહેલીનો બનડોરે,
બનડાજીને બનડી બુરાનપુરનું છોગુંરે. રાજા
બનડાજીને દિલી દરવાજે નોબત વાગેરે રાજા સાહેલીનેબનડોરે.ઈ૨૯
ઘોડી નાચતી કુદતી નગર ગઈ ઘોડી ગઈરે,
સોદાગરના હાટ બછેરી આછી લુંબ રહી.
સોદાગરે બનડો બોલાય લીયો થાંને દઉં,
આછા ઘોડીલા દોચાર બછેરી આછી લુંબ રહી. ઈ. ૩૦
બનડી તારે કારણે મેંતો ઉનાળાના તડકા વેઠયાં ઓ રાજ
મેંતો ઉનાળાના તડકા વેઠયા રાજ મને ભરદો શીશી અંતરકી.
કોણે કહ્યુંતું મારા સાહબા તારી ગરજે તડકા વેઠયા, ઓ રાજ,
તારી ગરજે તડકા વેઠયા હોરાજ હુંતો નહીં દેઉ શીશી અંતરકી.
બનડી તારે કારણે મેંતો ચોમાસાની ઝડીઓ વેઠી હો રાજ,
મેંતો ચોમાસાની ઝડીઓ વેઠી હોરાજ મને ભરદો.
કોણે કહ્યુંતું મારા સાયબા તારી ગરજે ઝડીઓ વેઠી હોરાજ,
તારી ગરજે ઝડીઓ વેઠી હોરાજ હું નહી દઉં.
બનડી તારે કારણે મેંતો સૂતા જોશીડા જગાડયા હોરાજ
મેંતો સૂતા જોશીડા જગાડયા હો રાજ મને ભરદો. ઈ. ૩૧
નિકળ વેવાણુ બારણેરે મારી નાગર વેલ ઉધતી ફુગતી,
નિકળીરે મારી નાગરવેલ જાણે ભાદરવાની ભેંસ સલૂણી મોહન વેલાં.
કાનમાં સરણીઓ વગડાવોરે નાકમાં નફેરી વગડાવોરે,
તોય વેવાંણ સૂતેલી ના જાગેરે સૂતે સૂતે સાહેલો મંગાવેરે.
ભઈયા એને સાહેલો આણી આલોરે. ઈત્યાદી. ૩૨

મારી ઉંધણુ વેવાણુ જાગરે તારા ઘર પછવાડે થઈ રહ્યો સોરરે
મારા પગ સૂઝીને થયા થાંભલા.
પેલી વેવાણુને લેઈ ગયા જાંગલા,
તારા ઘર પછવાડે ઇંટ પડી તારે દીકરી જણ્યાની રીત પડી. ઈ. ૩૩
આવતાને આવકાર દીજીએરે મારી નવલી વેવાણુ,
ાયે નમીએ પગે લાગીએરે મારી નવલી વેવાણુ.
કંકુ વહુનું ગણુચોળું છે માનમાંરે મારી નવલી વેવાણુ.
તે પેહેરી આવકાર દીજીએરે મારી નવલી વેવાણુ. ૩૪
આ વર તારે તોરણુ ક્યાંથીરે આવર ઈશ્વરજીને તોલેરે,
આ વર પારવતી શીર સોયેરે. ઈત્યાદી. ૩૫
એવા તોરણુ આવ્યા રઘુપતિરાય,
સાસું પ્રેમ સહીતને પુંજવા જાય.
નાક સાહીને નરખ્યાછે અંતરજામી
મારી લાડસ ઘેલી રૂડો વર પામી. ૩૬
હળવે હળવે પુંખેરે મોટા તોપારે,
બાળાવરને વાગેછે સાહી ચોખારે.
રવૈયોરે રવૈયો વર પુંખે તે ભવૈયો.
અલ્યાડીરે અલ્યાડી વર પુંખે તે બલાડી. ઈત્યાદી. ૩૭
પરણ્યા પરણ્યા ઈશ્વર પારવતી શુરે.
હવે તમે પરણો ચંદુભાઈ ગંગા વહુ શુંરે. ઈત્યાદી. ૩૮
અમે ઈડરીઓ ગઢ જીત્યારે આણુંદ ભયો.
લોક કહેશે કીયા ભાઈ જૂઠારે આણુંદ ભયો.
એતો દીકરી પરણાવીને ઉઠયારે આણુંદ ભયો. ઈત્યાદી. ૩૯
ડંકો વાગ્યોને લશ્કર ઉપડયું ઝરમરીઆ ઝાલા.
આવીછે કપડવંજની જાનરે ઝરમરીઆ ઝાલા.
ઘેર્યુંછે. લુણાવાડુ ગામરે ઝરમરીઆ ઝાલા. ઈત્યાદી. ૪૦
એક ઝારા ઉપર ઝારીરે એતો લાડડી થઈ અમારીરે,

એતો અમારાં કહ્યાં કરશેરે પેલી વેવાણનું બોલ્યું પુઠે ધરશેરે. ઈ. ૪૧
શ્રાવણ નદીએ આવ્યાં પૂર ભાગો રૂસણાંરે,
પેલો વેવઈ તણાયો જાય ભાગો રૂસણાંરે.
મૂકું તો ધરબોળ જાય ભાગો રૂસણાંરે.
બાંધું તો બંધાઈ જાય ભાગો રૂસણાંરે. ઈત્યાદી. ૪૨
ઉંચે ટીંબે ઘંટી કેસર જાનીરે,
લોટ પડે પરસુળી કેસર જાનીરે.
કોરે મોરે થુલું કેસર જાનીરે.
વેવઈની આંખમાં ફુલું કેસર જાનીરે.
એ ફુલું કેમ મટશે કેસર જાનીરે,
ઉનાળે ઓગળશે કેસર જાનીરે.
બીજી આંખમાં પડશે કેસર જાનીરે, ઈત્યાદી. ૪૩
તને કોણે કહ્યુંતું બોલ ધાંચી મોચીનારે,
હવે નહીં બોલુંરે જીજી નાક વઢાવ્યુંરે જીજી. ઈત્યાદી. ૪૪
છઈયા હાથ પરેરો લૅજોરે મારૂં માણેક મેલું થાશેરે,
મારૂં રતનતે રજે ભરાશેરે. ઈત્યાદી. ૪૫
મારાં ડાયલાંરે ગાંડાં કેમરે વેઠાય મારા ફુલચંદ ડાહ્યા.
મારા મોતીલાલ ડાહ્યા મારા મણીલાલરે સાડા સાત ડાહ્યા.
મારાં ડાયલાંરે ગાંડાં કેમરે વેઠાય પેલો હીરો ગાંડો.
પેલો વેવઈ ગાંડો પેલો ઉત્તમરે અધાધુંમ ગાંડો. ૪૬
અમે આવ્યાંતાં રંગ ભેર રમવારે,
અમે આવ્યાંતાં લાખી વહુને લેવારે.
એના જોયામાં શું જોશોરે. ઈત્યાદી, ૪૭
પાણીમાંનો રથ બોલે બોલરે જમઈડા તારી માડી.
પટીયાં પાડે મારો બાપ કાઢી લાવે. બોલરે. ઈત્યાદી. ૪૮
લાડી આપી પાડી આપી જાનઈઆની માડી આપી,
તોય લડધા માડવા હેઠરે. ઈત્યાદી. ૪૯

આવ્યોતો ચૌટાનો ચોર લાખેણી લાડી લઈ ગયોરે,
આવ્યોતો નગર ધુતારો લાખેણી લાડી. ઈ. ૫૦
આવ્યા ઉનાળાના દનકે છોડી વેંજણો શુંન લાવી,
તારો બાપ ધરાણે મેલકે છોડી વેંજણો શુન લાવી. ઈ. ૫૧
આજરે ચાંદોને સૂરજ રમણ ચડયા વેવાણ,
આજરે લાખેંણો વાવ્યો લાડણી વેવાણ.
આજરે એમની માજીના હૈડે હરખ ઘણો વેવાણ. ઈ. ૫૨

